# રૂસી વાણી

૧૨૦૦ દોહરાઓનો એક સંગ્રહ.




રચનાર:—

## રૂસી જ. ભેસાન્યા.





આવૃતિ પહેલી.





ઇ. સ. ૧૯૨૯.

કીંમત રૂ. બે.

આ "રૂસી વાણી" ફરામજી બેરામજી મોદીએ
ધી મોદી પ્રીન્ટીંગ પ્રેસમાં ૨૩૭-૨૩૯, બજારગેટ
સ્ટ્રીટ, કોટ, મુંબઈ મધ્યે છાપી છે. અને
મી૦ રૂસી જમશેદજી ભેસાન્યાએ
અત્તરવાલા બીલ્ડીંગ, મોરી રોડ, માહીમ,
મુંબઈ ઉપરથી પ્રગટ કરી છે.

# ગ્રંથાવલોકન.

લખનારઃ—કવિભૂષણ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત—
પેટલાદ (ગુજરાત.)

---

## હરીગીત છંદ.

૧.

શાબ્બાશ ! કવિ ભેસાન્યા, પ્રિય પોથી મોકલી જે તમે,
[૧]રૂષિવાણી સરખી રસ ભરી, '**રૂસી વાણી**'થી રાચ્યા અમેઃ
હરખે ભર્યાં હર પૃષ્ઠથી, આનંદ ઉદ્‌ભવતો થયો,
સંક્ષોભ મનનો સર્વથા, જેને નિહાળ્યાથી ગયો.

૨.

જીવન સુધારસની મઝા, પદ પદ વિષે પ્રગટાઇ છે,
સાદી ઇબારતથી સરસ, ગુણગાન ગાથા ગાઇ છે;
વ્યવહાર પંધ્ધતિએ પૂર્યાં, ઉપયોગી જન અવલોકનો,
ઓજસ્વિ થાશે અણગણ્યા, જેને વિચાર્યાથી જનો.

---

૧—રૂષિમુનિઓએ રચેલાં સૂત્રો તે રૂષિવાણી; અને મિ૦ રૂસી જ. ભેસાન્યાની રચેલી જનશ્રુતિ તે 'રૂસી વાણી.'

૩.

સંશુદ્ધિ જોતાં શબ્દની, વિશ્વાસ અંતરમાં વસે,
નવ નામ જાણે તે કહે, કૃતિ હિંદુ લેખકની હશે;
રસઝરણુ સરખા રેલવ્યા, ઉદ્ગાર અનુભવી જ્ઞાનના,
ભંડાર ભરપુર નોંધર્યા, સદ્બોધને સન્માનના.

૪.

સર્વાંગમાં સત્કારી છે, ગુજરાતી પદ્યની પધ્ધતિ,
રચનાની માંહી રસાઇ છે, ગત નામીચા કવિની ગતી;
સામાન્ય જનને સુખપ્રદા, ઉમદા જમાવટ આવરી,
દીલચસ્પ દહોરાઓ મળી, મનમાં મહત્તા દે ભરી.

૫.

છે સર્વવ્યાપક શ્રી હરી, શરૂઆતમાં સમજાવિયું,
ને ભક્તિ-ધર્મ-ભલાઇનું, દષ્ટવબળ દર્શાવિયું;
સમજાવી જીંદગી સ્વલ્પનો, સદ્બોધ સિંચાતો કર્યો,
જેમાં અલૌકિક આત્મનો, અધિકાર ઉપજાતો ભર્યો.

૬.

સ્ત્રી-ધન અને સચ્ચાઇની, વલણો ઘટારત વર્ણવી,
નેકી-બદી ને ગર્વની, હિતકારી મેળવણી હવી;
માતા પિતા ને બ્હેનના, સંબંધ સમજાવ્યા રૂડા,
નહી કદર કરશે કામની, જે ભાગ્યના હોશે ભુંડા.

૭.

મહેનત અને મોહબ્બત તણી, ખુબીઓ બતાવી ખાસ છે,
સુખ દુઃખ તણા સંદેશમાં, પ્રકટિત દેવ પ્રકાશ છે;
જેહમત ભરી જળતત્વની, જાહોજલાલી જણાવી છે,
જાણે જવાહીરની રૂડી, આ ખાણ દિવ્ય ખણાવી છે.

૮.

ચિતાર ચઢતી–પડતિના, દીગમુઢ દે દીલને કરી,
ઇરાન કેરી યાદ આંખે, આંસુડાંઓ દે ભરી;
બલિહારી બ્રિટન રાજ્યની, સત કલમથી સંચારી છે,
દર પંકિતઓમાં દીપતી, શી કાવ્યશકિત સારી છે.

૯.

પતિ પત્નિઓના ભેદનો, ફડચો જથારથ ફાળવ્યો,
વળગાટ વ્યસનોનો બધો, ધિકકારી અળગો ઢાળવ્યો;
સંગાદિ દોષ સુધારણા, યુક્તિભરી અજમાવી છે,
ખરૂ જો પુછો તો ગ્રંથ આ, ચતુરાઇ કેરી ચાવી છે.

૧૦.

દીલમાં દયા પ્રગટાવવા, સૂત્રો વિશારદ સંગ્રહ્યાં,
ચકચકિત જે ચેતન થકી, વિસ્તર્ણું તત્વો રે' વહ્યાં;
ઝગડા રૂપે શો જોડવ્યો, સંજોગ જીવ કાયા તણો,
વિચારવા સરખો વડો, તત્વાર્થ છે તેમાં ઘણો.

११.

સદ્દધર્મપાળક સત્યના, સંચાલકો વિસર્યા નથી,
જરથોસ્ત પેગંબર તણી, પ્રભુતા કથનમાંહે કથી;
અન્યત્ર સિતારા તણું, તેજસ્વિ બળ ટપકાવિઉ,
જાણે કલમની જ્યોતિએ, બળ એવડુ બતલાવિઉ.

१२.

જમશેદ ને દીનશાહનાં, શુભ ચિંતવ્યાં શોહામણાં,
કાવસજી ને મલબારીનાં, ઘટતાં વખાણ કર્યાં ઘણાં;
ફીરોઝશા મેહેતા અને, છે દેશના 'દાદા' સ્મર્યા,
પુરૂષાર્થી એવા પુરૂપ કંઇ, પ્રખ્યાતિને પાને ધર્યા.

१३.

સર્વે મળીને સામટા, છે બારસેં દોહરા બધા,
બધાંય સતશાઇ બાર, ના અવરોધ કંઇ આવે કદા;
જળહળતી એવી જુક્તિની, ઉમદા ઇમારત આજ છે,
પાનાં-પુઠાં ને છાપનો, મનરંજની સહુ સાજ છે.

१४.

હદ બ્હાર હિંદુ લેખકો, અભિમાન છો ઉર આણતા,
એ કાવ્ય મિલકતને ભલેને, માલીકીની માનતા;
વણ મમત જો આ ગ્રંથને, તેઓ વિવેકે વાંચશે,
તો તે વિશેથી સેંકડો, સદ્દબોધને તે સાંચશે.

૧૫.

પ્રિય કાવ્યકારો પારસી, મલબારીથી મંડાયલા,
કચવાયલી કલમે હતા, બીજા બધા છંડાયલા;
તેની પછે દાદીજીની, દેદીપ્ય કૃતિઓ દીપીયો,
સાચા સુવર્ણાક્ષર સમી, સજીવન રહી એ લીંપીયો.

૧૬.

ભીમના સમા ભગીરથ બળે, મોહક મસાલા મેળવી,
કવિવર ખબરદારે ખરી, કવિતા કલમમાં કેળવી;
તેઓ પછી તે ઢબ તણું, આ કાવ્ય કર મારે ચઢયું.
મન પર મુબારક તેજ એ, મેં માનપૂર્વક છે મઢયું.

૧૭.

'નવરંગ' માસીકે નવી, શાખા ઉઘાડી શોભતી,
સદ્‌ભાવના જેની સદા, રહી માનવો મન લોભતી;
તે માંહી હિંદુ પારસી, મત છોડીને મળતા થયા,
મતભેદ વચમાંના બધા. જેના પ્રતાપ થકી ગયા.

૧૮.

ઉપકાર એનો માનવા, કુળવંત ક્યમ ભૂલે કદી,
બેફામ કો બકતો ભલે, મનને સુઝે તેવું મદી;
નવરંગ વણ નવરોશની, પ્રગટાત ના આવી યથા,
કવિ ભાઇશંકરજી તણી, એ સત્ય ઘટના સર્વથા.

લીમડી શેરી,

**પેટલાદ.**

તા૦ ૩૦ મે ૧૯૨૯.

# માહરા બે બોલ.

મ્હેરબાન વાંચક, માહરે ધારા મુજબનાં બે બોલ લખવા જોઇયે એટલે આ લખું છું. આ એક ચાલતો આવેલો રીવાજ છે અને તે રીવાજનો ભંગ હું, એક નવોસવો લેખક, કરૂં, તો તે વાજબી નજ લેખાશે.

પહેલેથી જણાવી દઉં છું કે હું કાંઇ કવિ નથી. કાવ્યશાસ્ત્રોનો અભ્યાસ કે પીંગળનો પાઠ હું પુરેપુરો પઢયો નથી. માહરો એ ધંધો નથી પણ મને એનો શોખ છે. કાવ્યકળા અને સંગીતકળાનો હું એક અદનાં પુજારી તથા હીમાયતી છું અને તેથી માહરાં મનમાં ઉછળી રહેલા મનતરંગોને મેં દોહરાઓદ્વારા ઉતાર્યા છે. આ ઉતારા મેં એકઠા કર્યા હતા અને તે આજે આ **રૂસી વાણી** રૂપે તમારા મુબારક હાથોમાં બીરાજે છે. ફરીથી કહું છું કે હું કાંઇ કવિ નથી. કવિમાં ખપવાનો ફાંકો રાખીને મેં એ લખ્યા નથી અને તેથી એમાં ખુબીખામીઓ જરૂર કરીને હશે. તે કેટલી છે અને કેટલી નહીં તે વિચારવાનું હું વાહલા વાંચકોની મુનસફી ઉપર મુકું છું.

આ **રૂસી વાણી**ને પુસ્તકરૂપે પ્રગટાવવાનો વિચાર મને ઘણાં વખતનો આવ્યા કરતો હતો મગર અનુકુલ સંજોગોના અભાવને લીધે હું અત્યાર આગમજનું તેમ કરી શકયો નથી એ માહરી દીલગીરી છે. પણ અંગ્રેજીમાં કહેતી છે તેમ "Better late than never."

તેમ આ પુસ્તકને આટલાં સારાં રૂપમાં—સ્વચ્છ છપાઈ અને મનોહર બાઇંડીંગ સાથના રૂપમાં હું રજુ કરી શકયો છું, એ માહરી ખાસ ખુશાલી છે. અને હવે થોડા બોલ આ સુંદર પુસ્તકની અર્પણ વિષે હું લખીશ. હું પોતે સ્વભાવે ખુશામતનો કટ્ટો વેરી છું. કોઇ માલદાર માલેતુજારની ખુશામતને ખાતર માહરાં આ માનીતાં પુસ્તકની અર્પણ પત્રીકા બગાડવાનું મેં મુનાસેબ ધાર્યું નથી અને ખુબ ગંભીરાઇથી એ ઉપર ગોર કર્યા પછી હું આ પ્યારાં પુસ્તકને એક એવા નેકચલણ અને મધ્યમ મવસરના શેઠ ડોસાભાઇ રતનજી બીલીમોરીયાને અર્પણ કરવાના ઠરાવ ઉપર આવ્યો છું, કે જે માહરો ઠરાવ માહરાં વાંચકવર્ગને જરૂરજ ગમશે એમ માનવાને મને દરેક ઉમેદ છે.

આપબળથી વધેલા ભાગ્યશાળી જરથોસ્તી નર રત્નોમાં આ શેઠ ડોસાભાઇ રતનજી બીલીમોરીયાની ગણનાં હરયક રીતે થઇ શકે એમ છે. પોતાનાં જતી બળથી, પોતાની અક્કલ હોશીયારીથી, પોતાની ચંચલાઇ અને આવડતથી કદમ દર કદમ વધીને આ બુઝોર્ગ શેઠ હાલની આબાદ સ્થિતિએ પોહચ્યા છે જે તેમને માટે ઘણુંજ માનભર્યું અને મગરૂરી લેવાજોગ છે.

શરૂઆતની સાધારણ કેળવણી બાદ ઇ. સ. ૧૮૬૮ માં શેઠ ડોસાભાઇ ધી માણેકજી પીટીટ મીલ્સમાં મીકેનીકનું કામ શીખવા માટે જોડાયા હતા અને ત્યાંથી પોતાની ખંત અને કુનેહથી કામ શીખી શીખીને એજ મીલમાં વીવીંગ ખાતાંમાં કપડાં વણવાનાં સાંચાઓ ચલાવવા લાગ્યા હતા. આઠ આઠ વરસો સુધી એ કામ કરી એ કામમાં એઓ પાવરડા બન્યા હતા અને ત્યાર પછી ધી ફરામજી પીટીટ મીલ્સમાં સાંચાઓનાં ઇરેકશનનાં બીકટ કામ ઉપર એઓ

ત્રાન્સફર્ડ થયા હતા અને ઈ. સ. ૧૮૮૯ માં એજ મીલમાં વીવીંગ ખાતાંના હેડ જોબર તરીકે એઓની નેમણુંક થઇ હતી. ઇ. સ. ૧૯૧૬ માં ધી બમનજી પીટીટ મીલ્સમાં વીવીંગ માસ્તરનાં ચઢીયાતા ઓધ્ધા પર એઓને નેમવામાં આવ્યા હતા કે જે ઓધ્ધો એ ભલા શેઠે ઇ. સ. ૧૯૨૬ સુધી માન અને વિશ્વાસ સહિત ભોગવ્યો હતો. હાલમાં એઓ રીટાયર્ડ જીંદગી ગુજારે છે કે જેને શેઠ ડોસાભાઇ દરેક રીતે લાયક છે. એ ભલા શેઠ સરળ સ્વભાવનાં, ધાર્મિક લાગણી-વાળા અને સખી દિલગુરદાના છે. તેમજ મિત્રમંડળ અને ખેશ-આશનાવોમાં પોતાનાં માયાળુ ખવાસ અને ઉદાર દિલ માટે જાણીતા છે. વળી એઓના ત્રણ સપુત્રો એઓના જેવાજ ભલા, લાયકીવાળા અને ઉદ્યોગી છે અને તેઓ ત્રણે ધીકતા ધંધાના ધણીઓ છે અને વેપારમાં અને ખેશઆસનાવોમાં ખમારે અમીર ખાસીયતથી ભારી નામના અને લોકપ્રિયતા જમાવી છે. શેઠ ડોસાભાઇ આવા નામી ત્રણ સપુત્રો ધરાવવા માટે બેશક દરેક રીતે એક વ્હાલા પીતા તરીકે મગરૂર છે અને એઓની તે મગરૂરી એ ત્રણ સપુત્રોની ભાગ્યશાળી ચઢતી અને આબાદી તરફ જોતાં કેવળ વાજબી છે. એઓ માહેલા એક હેતાળુ પુત્રે પોતાના બખતાવર બાવાજીને નામે પરેલમાં એક લાયબ્રેરી અને એક રીડીંગ રૂમની સ્થાપનાં કરી છે કે જેનો લાભ તે તરફ વસ્તા મધ્યમ વર્ગનાં સર્વે જરથોસ્તીઓ તરફથી ઘણો સારો લેવાય છે.

શેઠ ડોસાભાઇ બીલીમોરીયા જેવા એક ખરા જરથોસ્તી બખ્તે-બુલંદ નરને આ કિતાબ અર્પણ કરતાં મને બેહદ ખુશાલી ઉપજે છે. એ શેઠને તેમનાં કુટુંબ સહિત હું લાંબુ આયુષ્ય અને આબાદી ઇચ્છું છું.

એજ બોલ બીજા વધુ અને બસ.

આ માહરા અદના પુસ્તકનું વિદ્વતાભર્યું ગ્રંથાવલોકન કરનાર સુપ્રસિધ્ધ સાક્ષર કવિશ્રીનો આભાર માહરે અવશ્ય સ્વીકારવો ઘટે છે. કવિભુષણ ભાઇશંકરજી વિધારામ પંડિત મહા ગુજરાતના અગ્રગણ્ય ગણાતા નામીચા કવિઓ માહેલા એક છે. એક સુવિખ્યાત કવિ ઉપરાંત એઓશ્રી એક અતિ પંકાયલા નાટકનવેશ અને ઇતિહાસનવેશ છે. સુપ્રસિધ્ધ માસિક "નવરંગ"માં મેં એ ભલા કવિશ્રીના કાવ્યો અને નાટકો મોટી મોજ અને વખાણ સહિત વાંચ્યાં હતાં અને તેથીજ, પ્રેરાઇને માહરી રૂસી વાણીનો પ્રસ્તાવના લખવાનું મેં એ માનવંત કવિરાયને આમંત્રણ કર્યું અને તેના ઉત્તરમાં એ મહા ગુજરાતના માનનિય કવિનો ઉપોદઘાત માહરી આ અદના કીતાબને શોભાવી રહયો છે. એ શ્રમ ઉઠાવી લખી આપવા વાસ્તે હું કવિવર ભાઇશંકરજી વિધારામ પંડિતનો અનહદ આભારી છું.

અને હવે, ખુદા હાફેઝ, વાહલા વાંચકો, પાછા કોઇ નવા રૂપમાં આપણે મળ્યે તેટલાં ખુદા હાફેઝ.

લી૦ સેવક તમારો,

રૂસી જે. લાલકાકા

# સાંકળીયું.

## એઓ યાદમાં.

# અર્પણ.

## શેઠ ડોસાભાઈ રતનજી બીલીમોરીયા.

દોહરા.

ધન્ય તે નરને સદા=ધન્ય સદ હજાર,
આપબળથી જે કરે=કુળ તણો ઉદ્ધાર.

ધન્ય તે નરને વળી=હોજો ખાસ અપાર,
રંકમાંથી રાય થઇ=ભુલે ન રંક અવતાર.

ધન્ય તે નરને વળી=થાજો આપણા ખાસ,
હુન્નર ઉદયોગમાં મચી=જીતે જગ વિશ્વાસ.

ધન્ય તે નરને વળી=ધર્મધુરંધર હોય,
સખી, સદગુણી અતિ=કોમનો બેલી કોય.

ધન્ય એવો નર તે=ડોસાભાઈ નેકનામ,
સપુત **રતનજી** તણાં=**બીલીમોરીયા** મુદામ.

અર્પી **રૂસી વાણી** હું=હરખું હૈયે ખાસ,
તનમન ધનથી સુખી રહો=યાચું ઈશ્વર પાસ.

**રૂસી જ. ભેસાન્યા.**



શેઠ ડોસાભાઈ રતનજી બાલીમોરીયા.

# રૂસી વાણી.

## સીફત પાક યઝદાનની.

કુદરત ન્યારી તુંજ ખુદા—જે પર હું બલહાર,
કુલ કુદરતનો તું ધણી—કર્તા તું કિરતાર.
૧.

કુદરત ન્યારી તુંજ ખુદા—તું સૌનો દાતાર,
સારી આ સૃષ્ટિ તણો—છે તું સરજણહાર.
૨.

કુદરત ન્યારી તુંજ ખુદા—આ ફરતું આસમાન,
જેનો બેશક તું ખરો—માલેક છે યઝદાન.
૩.

કુદરત ન્યારી તુંજ ખુદા—ધર્તિ ને વેરાન,
આપે તુજની સહદત—સૌ જે સર્વ લાસાન.
૪.

કુદરત ન્યારી તુંજ ખુદા=આફ અને માહતાબ,[1]
કેવી રચના તેં રચી=ન્યારી બેહિસાબ.

૫.

કુદરત ન્યારી તુંજ ખુદા=નિર્મળ જગમાં આબ,
એવી જે રચના રચે=છે કોણમા તાબ.

૬.

કુદરત ન્યારી તુંજ ખુદા=કોટ[2] સિતારા તેજ,
જગમાં જીવતી જાગતી=ગહવાઈ ત્હારી એજ.

૭.

કુદરત ન્યારી તુંજ ખુદા=હાલ, ને રસ્તાખેજ,[3]
માનવી સત કરી જાણજે=ફેર જેમાં નવ સહેજ.

૮.

કુદરત ન્યારી તુંજ ખુદા=જળના જળચર કુલ,
જેનો સરજણહાર તું=છે સર્વેનું મુલ.

૯.

કુદરત ન્યારી તુંજ ખુદા=ઇનસાનો અનમુલ,
**'રૂસી'** રચનામાં નથી=રજભર ત્હારી ભુલ.

૧૦.

૧—આફ્તાબ અને માહતાબ. ૨—કરોડો. ૩—કયામત.

# ઈશ્વર સર્વવ્યાપક છે !

જગેજગે કિર્તાર છે=જગેજગે છે રામ,
જ્યાં બી જોશો તમ કદી=ત્યાં ઈશ્વરનું ધામ.
૧૧.

જગેજગે કિર્તાર છે=ઘરઘર ગામે ગામ,
જઈને ધુંદો બહાર કયાં ?=છે અંતરને ધામ.
૧૨.

જગેજગે કિર્તાર છે=જગા ન ખાલી એક,
માનવી ધુંદે દુર કયાં ?=છે તુંજ પાસે છેક.
૧૩.

જગેજગે કિર્તાર છે=ખાવિન્દ છે ખાલેક,
મનના નિર્મળ મન્દિરે=છે જગનો માલેક.
૧૪.

જગેજગે કિર્તાર છે=જગેજગે જગદીશ,
માનવ જેના ચર્ણું પર=ઝુંકાવ ત્હારૂં શીશ.
૧૫.

જગેજગે કિર્તાર છે=જગેજગે છે ઇશ,
જ્યાં બી કરશે યાદ ત્યાં=છે તે તો અહોનિશ.[1]
૧૬.

જગેજગે કિર્તાર છે=જગનો સર્જણુહાર,
કોઈ બી ખાલી તે વિના=જગો નથી ઝીનહાર.[2]
૧૭.

જગેજગે કિર્તાર છે=પૃથ્વિ પાલનહાર,
નજરે જોવા જે તણે=ખોલ તું આંખો પાર.
૧૮.

જગેજગે કિર્તાર છે=ભુધર શ્રી ભગવાન,
કેઠે ખાલી જે વિના=જરી નથી આ જેહાંન.
૧૯.

જગેજગે કિર્તાર છે=ગલીગલી ને સ્થાન,
'રૂસી' તે ઉપર ફીદા=કરજે ત્હારો પ્રાણ.
૨૦.



૧—હરદમ. ૨—કદી બી.

# ભકિતભાવ !

આપ વના શું બળ કહો=મેઘ વના શું જળ,
ભક્તિ વિના ભુખ શું=કળા વિના શું ફળ.
૨૧.

ભક્તિ ભયથી ટારશે=ભક્તિ કરશે પાર,
માટે જગમાં ભર સદા=ભક્તિનો ભંડાર.
૨૨.

રસમા ભક્તિ રસ ખરો=પી લે મૂખ ગમાર,
તો જગમાં તું જાણજે=ખુલ્યાં મુક્તિ[1] દવાર.
૨૩.

જનમી જગમાં માનવી=ભાવે ભક્તિ કર,
મનષા ફળ હાંસીલ થશે=ભક્તિ હૈડે ધર.
૨૪.

સીધો રસ્તો ભકિતનો=ધરી સ્વર્ગે જા,
આડી [2]વાટે જઇ મૂર્ખ=તું ઠોકર ના ખા.
૨૫.

૧–છુટકારો. ૨–રસ્તે.

લોભ તજી ધન ધાન્યનો=લે દાતાનું નામ,
ભાવે ભક્તિ ભજ ભલી=ધર મુક્તિની હામ.
૨૬.

ભક્તિ કરજે ભાવથી=સંગ સખાવત સાચ,
ભાંગી ભુકો ઝટ થશે=કાયા કોમળ કાચ.
૨૭.

ખંતે ભક્તિ કર સદા=રીજે ખુદ ખાલેક,
મમતા માયા રાખશે=તું પર તે માલેક.
૨૮.

જન્મ ધરી નર જગ્તમાં=રાખ પ્રભુનો ભાસ,
ભાવે ભક્તિ કર સદા=હોય મુક્તિની આશ.
૨૯.

ભક્તિ ટારે ભવ થકી=ભક્તિ કાપે પાપ,
ભક્તિથી મુક્તિ મળે=ભર ભક્તિનું માપ.
૩૦.

રસમાં રસ સૌથી સરસ=છે જે ભક્તિ રસ,
જગમાં માનો એ સિવા=વ્યર્થ[૧] બીજા સઊ બસ.
૩૧.

૧–ફોકટ.

ભકિત બંદા જાણજે=છે મુકિતનું મુલ,
લાખ પડે સંકટ ભલે=ભકિતને ના ભૂલ.
૩૨.

ભકિત તનને તારશે=ભવ સિંધુથી પાર,
બંદા ભકિત જગતમાં=કરશે તુજ ઉદ્ધાર.[૧]
૩૩.

લંગર ભારી ભકિતનું=બંદા કરજે ત્યાર,
તો આ ભવસાગર થકી=થાશે બેડો પાર.
૩૪.

ભયભિત ભવસિંધુ ભલે=લાખ તુંફાનો થાય,
ભકિત લંગર હોય ભલું=નાવ ડુબી ના જાય.
૩૫.

કર ભકિત ભાવે અવલ=ગયો ન આવે વખ્ત,
વાંચી લે ઈશ્વર કળા=એકક પળ છે સખ્ત.
૩૬.

આવશે જમડો જો કદી=લઈ જાશે તુંજ પ્રાણ,
ભવસિંધુમાં ડુબશે=ભકિત વિના વાહાણ.
૩૭.

૧—કલ્યાણ.

ભાવે ભકિત કર ભલી–ભકિત ટારે ભવ,
નર ભકિત વિન જાણજે–મુકિત મળશે નવ.
૩૮.

ભકત ખરો જે ગાળશે–ભકિત અંદર ભવ,
નર સુખ્યો છે જગ્તમાં–તે જેવો કોઈ નવ.
૩૯.

પરમેશ્વરની ભકિતથી–કરી સ્વર્ગને પાવ,[1]
ખાસ સુફળ જેના પછી–સુખે બેઠા ખાવ.
૪૦.

ભકિત પર જે જણ તણો–હોય કદી ગર ભાવ,
'રૂસી' ભવસાગર થકી–તરશે તેની નાવ.
૪૧.



૧–મેલવો.

# ધર્મ.

ધર્મ જેવું ધન નહી=ધર્મ જેવું ના ધાન,
બંદા જગમાં જાણજે=ધર્મે જીવતદાન.
૪૨.

ધર્મ જેવી રાહ નથી=ધર્મ જેવું ના સ્થાન,
ધર્મો જાણો જય સદા=છે આ જગ દરમ્યાન.
૪૩.

ધર્મ જેવી દવલત નથી=ધર્મ જેવું ના ધામ,
જગમાં નિશ્ચય જાણજે=ધર્મે રાજી રામ.
૪૪.

જગમાં રૂડું શું બીજું=ધર્મ જેવું કામ,
બંદા જગમાં રહી જશે=ધર્મે અંમર નામ.
૪૫.

ધર્મે ધર્મિનો સદા=જગમાં જય જયકાર,
ધર્મે સત કરી જાણજે=થાશે બેડો પાર.
૪૬.

ધર્મે મુક્તિ માનવી=મેળવશે નિર્ધાર,
નિશ્ચય રીઝે[1] ધર્મથી=જગનો જગ દાતાર.
૪૭.

ધર્મે ધર્મિ ના કદી=જોશે જગમાં દુઃખ,
બંદા સત કરી જાણજે=ધર્મ થકી છે સુખ.
૪૮.

ધર્મ તણી તું રાખજે=માનવ જગમાં ભુખ,
તો તું રહેશે સુર્ખરૂ=સાહેબની સનમુખ.
૪૯.

ધર્મ તણો હોય સ્થંભ જે=કદી ન તોડે કોય,
રાખજે દીલથી ખાતરી=જો તું ધર્મિ હોય.
૫૦.

ધર્મે ધર્મિ જગતમાં=સુખની સુરત જોય,
'રૂસી' જગમાં જાણજે=પાપીઓ પત ખોય.
૫૧.



૧–ખુશી થાય.

# જીંદગી એક સ્વપ્નું.

જીંદગી સ્વપ્નું એક છે=સ્વપ્નામાં શું સાર?
માટે જાગૃત થઈ સદા=કર ભક્તિ રોજગાર.
૫૨.

જીંદગી સ્વપ્નું એક છે=થઇ જેથી બેદાર,
કરજે તું આ જગતમાં=ઈશ્વરના દીદાર.
૫૩.

જીંદગી સ્વપ્નું એક છે=હવાઈ જેના ખ્યાલ,
તેથી રહી હુશીઆર તું=ચેતી જગમાં ચાલ.
૫૪.

જીંદગી સ્વપ્નું એક છે=હજાર દુઃખની જાલ,
માટે થા બેદાર તું=જોશે ના જંજાલ.
૫૫.

જીંદગી સ્વપ્નું એક છે=જળ પર્પોટો જાણ,
જેને ફુટતાં ડુબશે=તન કાગજનું વાહાણ.
૫૬.

જીંદગી સ્વપ્નું એક છે=ના રહેતો અંજાણ,
બંદા થા હુશ્યાર તું=ના તો જોશે હાન.
૫૭.

જીંદગી સ્વપ્નું એક છે=રાત પછી છે દીન,
જાગૃત થઈને રહે સદા=તું ભકિતમાં લીન.
૫૮.

જીંદગી સ્વપ્નું એક છે=દેખાવ છે ભીનભીન,
જેથી થઈ બેદાર તું=રહે હરને આધીન.
૫૯.

જીંદગી સ્વપ્નું એક છે=ભયભિત ભારી રાત,
નિંદરાથી બેદાર થા=જો સુખની પ્રભાત.
૬૦.

જીંદગી સ્વપ્નું એક છે=સાંભળ ભોલા ભ્રાત,
**'રૂસી'** કહે સાવધ બની=કર ભકિતની વાત.
૬૧.



# પરદુ:ખભંજન માનવી.

પરદુ:ખભંજન માનવી=લાખોમાં એક હોય,
જગમાં તું નર જાણજે=સુખ સદા તે જોય.

૬૨.

પરદુ:ખભંજન માનવી=હોય માયાળુ કોય,
તે દુ:ખ જોઈ પારકું=હોંશ પોતાનો ખોય.

૬૩.

પરદુ:ખભંજન માનવી=દયા પરાઈ ખાય,
નજરે પરદુ:ખ દેખતાં=દીલથી દાઝી જાય.

૬૪.

પરદુ:ખભંજન માનવી=ભલું પરાયું ચ્હાય,
જગમાં એવા નેકથી=નેકી વિન શું થાય ?

૬૫.

પરદુ:ખભંજન માનવી=પરોપકારી પુર,
પરદુ:ખે દુ:ખ્યો બને=તેજ ખરો બાહદુર.

૬૬.

પરદુઃખભંજન માનવી=નેકીમા ચકચુર,
આંખે પરદુઃખ જોઇને=કદી ન રેહેશે દુર.
૬૭.

પરદુઃખભંજન માનવી–જોઈ પરાયું દુઃખ,
જલદી વહારે દોડશે–તજી પોતાનું સુખ.
૬૮.

પરદુઃખભંજન માનવી–તજી ઉંઘ ને ભુખ,
આવી પરદુઃખ કારણે–ખડો રહે સનમુખ.
૬૯.

પરદુઃખભંજન માનવી–પર સુખમાં ખુશહાલ,
રહે છે રાજી સર્વદા–તે પર દિનદયાલ.[1]
૭૦.

પરદુઃખભંજન માનવી–ખરો ખુદાનો લાલ,
'રૂસી' પરદુઃખ કારણે–તું ખર્ચ ધન ને માલ.
૭૧.



૧–પ્રભુ.

# સાચાઇ.

સાથી બનજે સાચનો–સાચે સાચો સાર,
આ જગમાં જુઠા તણી–જીત ન હોય જીનહાર.
૭૨.

સાચા સાથે સાચનો–મળે કદાપી મેલ,
તો તમ જાણો તે જગે–સાચ તણી છે રેલ.
૭૩.

સાચાં વેણો મૂખમાં–સાચી જેની રીત,
બંદા જગમાં તે તણી–કદી ન તજતો પ્રિત.
૭૪.

સાચા શબ્દો બોલવા–સાચાં કરવાં કામ.
સાચા કરવા ખ્યાલ સઉ–એજ ધર્મનું ધામ.
૭૫.

સાચો આપે જો કદી–તુ કોઇને બી કોલ,
તેથી ફરતો ના જરી–પાલજે બોલેબોલ.
૭૬.

સાચા ખ્યાલો રાખજે=સાચા વદી સખુન,
સાચાં કરજે કામ તું=તેમાંજ છે સદ્ગુણ.
૭૭

સાચ વદો સંસારમા—સાચે સાચી આશ,
સુખ સાચાંમાં છે સદા=જૂઠે સત્યાનાશ.
૭૮.

સાચું દઈ સાચું લીયો=રહો સાચાઇની પાસ,
જાણો જેમાં સાચ છે=સુખ સ્વર્ગનું ખાસ.
૭૯.

સાચે સંપત છે સદા—સાચાંમાં સંતોશ,
સાચ કદી ના છોડ તું=રાખ ઠેકાણે હોંશ.
૮૦.

સાચાંનું સાચુંજ થશે=ભલે મૂકે કોઈ દોષ,
પણ તે કરતો ના કદી=તે વાતે તું રોષ.
૮૧.

સાચા તરશે જગતમાં=જેમ પાણી પર નાવ,
માટે જગમાં રાખજે—સત્ય પર તું ભાવ.
૮૨.

ભર્યો પૂર સંસારમાં=સત્યનો દરિયાવ,
માર હલેસાં ભકિતના=કદી ન ડુબે નાવ.

૮૩.

સાચાં બીના ઝાડ પણ=સાચાં, સાચી શાખ,
સાચાં જેના ફળ સદા=સાચે ગોખી રાખ.

૮૪.

સાચાંમા ઈજ્જત સદા=સાચે રહેશે નાખ,
સાચાંમાં જાણો તમે=સુખ સમાયાં લાખ.

૮૫.

સાચાઈ નિભે અંત ઘડી=સાચાઈ રાખે ટેક,
માટે જગમાં શિખજો=સાચાઇનોજ વિવેક.

૮૬.

સ્વગ તણો રસ્તો ખરો=છે સાચાઇનો એક,
જાણો સાચાઇથી સદા=રાજી રહે માલેક.

૮૭.

દમ સત્યનો સર્વદા=ભરજે તું આદમ,
દમ પર દમ ભરતી ભરાઈ=નિકળી જશે દમ.

૮૮.

સુખ ચાહે જો સ્વર્ગનું=વળ સત્યની ગમ,
પુલ પર ચિન્વદના, કદી=પડે ન ખાવો ગમ.

૮૯.

સાચાઈથી તું સર્વદા=રહેજે નર ભરપૂર,
નક્કી સાચાઇથી વધે=મુખે યઝદાંનું નૂર.

૯૦.

નિશામાં સત્ય તણાં=રહે સદા ચકચૂર,
**'રૂસી'** મળશે સાચથી=ઈશ્વર તને જરૂર.

૯૧.



# જુઠાઈ.

જૂઠાં વેણો જે તણાં=જૂઠાં જેના કામ,
આ દુન્યાંમાં તે તણું=કદી ન લેતો નામ.
૯૨.

જૂઠે જૂઠાં ભેટતાં=જૂઠાંનો નવ પાર,
બંદા જગમાં જાણજે=જૂઠ છરીની ધાર.
૯૩.

જૂઠાં સાચાંની જ્યાં=જામે જબરી જંગ,
માનવ ત્યાં જૂઠાં તણો=કદી ન કરતો સંગ.
૯૪.

શાખ પુરે જૂઠી અગર=જૂઠા ખાઈ કસમ,
જાણો તેને જગતમાં=નર એક ચોર ચશમ.
૯૫.

જૂઠી તકરાર જે કરે=જુઠું ધરે ગુમાન,
તે નરને તું જાણજે=ભસતા સ્વાન સમાન.
૯૬.

જુઠાણું જુઠું સદા=કદી ન સાચું થાય,
લાખ પ્રયત્ન કરે ભલે=ફળ તેના ન પાય.
૯૭.

જૂઠું બોલે જે ધણી=ખેલે જૂઠા ખેલ,
બેશક તેને જાણવો=ઘાંચીનો બસ બેલ.
૯૮.

જૂઠાં કેરી પ્રિતમાં=બુદ્ધિ છે વિપરીત,
'રૂસી' દેખી ચાલજે=સામી આડી ભીત.
૯૯.



# મિત્ર.

મિત્ર કરો તો જોઇને=કરજો નેક અસીલ,
હરદમ મિત્રો ના મળે=દુઃખમાં જે સામીલ.
૧૦૦.

મિત્ર કરો તો જોઇને=કરજો ભોલુ દિલ,
ના તો જગમાં જાણજો=થઈ પડશે મુશકિલ.
૧૦૧.

મિત્ર કરો તો જોઇને=કરજો કોઈ ગુણવાન,
પૂરો જાતે હોય ખરો=શુરો હીંમતવાન.
૧૦૨.

મિત્ર કરો તો જોઇને=કરજો કોઈ કુલવાન,
તો આ જગમાં જાણજો=સચવાઈ રહેશે માન.
૧૦૩.

મિત્ર કરો તો જોઇને=કરજો એવો નેક,
જે કે પુરો પરગજુ=હોય લાખોમાં એક.
૧૦૪.

મિત્ર કરો એવો ભલો=રાખે જે કોઈ ટેક,
જઇને એવા દોસ્તની=રહેજે પાસે છેક.
૧૦૫.

મિત્ર કરો તો જોઇને=હોય હીરો અનમૂળ,
જ્ઞાની બુદ્ધિ નેકનો=ઊંચું જેનું કુળ.
૧૦૬.

મિત્ર કરો એવો તમે=હોય નીતિનું મૂળ,
નહી તો મનથી જાણજો=પડશે કોટે શૂળ.
૧૦૭.

મિત્ર કરો જો કોઈ તો=કરજો હોય શૂરવીર,
પૂરો જ્ઞાની ને ગુણી=હોય વળી ગંભીર.
૧૦૮.

મિત્ર કરો એવો તમે=સાચઇની શમશીર,
**'રૂસી'** જેના હાથમાં=ત્રીગુણનો હોય તીર.
૧૦૯.



# પૈસો

પૈસો પાપી જગતમાં=સદા કરાવે પાપ,
બંદા જગમાં જાણજે=પૈસો છે એક શ્રાપ.
૧૧૦.

પૈસો એવી ચીજ છે=દે જીવને સંતાપ,
આજે પૈસાથી લડે=બેટા સામે બાપ.
૧૧૧.

પૈસો પાપી જગતમાં=જીવનગારો છે,
જીવથી જગમાં સર્વને=પૈસો પ્યારો છે.
૧૧૨.

પૈસો નીતિ નારની=છે ધુળનો કરનાર,
કુળની લજ્જા ખાકમાં=છે તે મેલવનાર.
૧૧૩.

પૈસો તે મહા પાપ છે=દુન્યાને દરમ્યાન,
જરૂર જગમાં જાણજો=પૈસો લેશે જાન.
૧૧૪.

પૈસો જાદુ જાણુજો=છે પૈસે કુલ જેહાન.
જરૂર જગમાં પામશો=પૈસે જીવતદાન.
૧૧૫.

પૈસો ટારે માનવી=પૈસો મારે માર,
પૈસે ચોરી ને ખુંનો=આજે ઠારે ઠાર.
૧૧૬.

પૈસો જગનો આત્મા=પૈસાનો સંસાર,
જગમાં ત્હારાં સૌ થશે=પૈસાથી પરિવાર.
૧૧૭.

પૈસે રાજા ને પ્રજા=પૈસા છે સરતાજ,
ચોખુટ જગમાં જાણુજો=છે પૈસાનું રાજ.
૧૧૮.

પૈસો નિર્લજ છે અતિ=પૈસો લુટે લાજ,
**'રૂસી'** સરસે જગતમાં=પૈસે સૌના કાજ.
૧૧૯.



# નારી.

નારી નારી શું કરે=ભરી નારનો દમ,
નિશ્ચય જગમાં જાણજે=નારી જીવનો જમ.
૧૨૦.

નારી દુઃખ દેનાર છે=નારી દેશે ગમ,
ભુંડી જેની પ્રિતમાં=દુઃખ ના જાણો કમ.
૧૨૧.

નારી થકી સંસારમાં=છે કયાં સારો સાર,
નક્કિ જગમાં જાણજે=નાર છરીની ધાર.
૧૨૨.

નારી તે નીરમલ નથી=નીચ જેનો સ્વભાવ,
નારીથી હાર્યા નરો=રાજા રાવણ રાવ.
૧૨૩.

નારી ના હારી કદી=ફેંકી તરીયા પાવ,
હરદમ જગમાં જાણજે=જીત પર જેનો દાવ.
૧૨૪.

જે નારીમાં ના જુવે=નીતિ કેરા ભાસ,
જગમાં ના કરતો કદી=તું તેનો વિશવાશ.
૧૨૫.

નાર સડો સંસારનો=ખરેખરો છે ખાસ,
રાખો તેની પ્રિતમાં=કદી ના સુખની આશ.
૧૨૬.

નારી ડુંગર પાપનો=મારે પાપી બાણુ,
'રૂસી' લેવા ન ચુકે=પ્રેમી કેરા પ્રાણુ.
૧૨૭.



# માગો તેવું મળે.

માગો રૂડું મુખ થકી=મળશે રૂડું એમ,
જે જણ જેવું માગશે=મળશે તેવુ તેમ.
૧૨૮.

માગો રૂડું મુખ થકી=પાસ પ્રભુની જેમ,
નક્કી તેવું તે દીયે=જેનો જેવો પ્રેમ.
૧૨૯.

માગો રૂડું મુખ થકી=ઇચ્છા રાખી સાફ,
જગમાં તેવું દે પ્રભુ=હક જેનો ઇન્સાફ.
૧૩૦.

માગો રૂડું શત્રુનું=કરી ગુનાહને માફ,
તો તમ જાણો જગતમાં=કહેવાશો અસરાફ.
૧૩૧.

માગો રૂડું મુખ થકી=મળશે રૂડાં ફળ,
જગમાં ન્યારી જાણજો=છે કુદરતની કળ.
૧૩૨.

માગે રૂડું જે ધણી=ઘડીઘડી પળપળ,
બંદો સુખ્યો તે સદા=મન જેનું નિર્મળ.[1]
૧૩૩.

માગો સુખ બીજા તણું=જેવું તમ ઇન્સાન,
તમ પણ તેવું પામશો=બન્ને જગ દરમ્યાન.
૧૩૪.

માગો સારૂં સર્વનું=સારે સારૂં માન,
જાણો સારાંમાં સદા=રાજી છે યઝદાન.
૧૩૫.

માગો રૂડું મુખ થકી=શત્રુનું બી ખાસ,
જગમા રૂડું નિજ થશે=ટળશે દુ:ખનો ત્રાસ.
૧૩૬.

માગો રૂડું માનવી=નિત્યજ[2] સાહેબ પાસ,
**'રૂસી'** સુખના સાગરે=તરશો બારે માસ.
૧૩૭.



૧—ચોખું. ૨—રોજ્જ.

# લોભ.

જ્યાં લોભી ત્યાં જાણજે=ધૂતારાનું ધામ,
દિલથી સમજો સત કરી=જરી ન એમાં ખામ.
૧૩૮.

લોભી લોભે ખોય છે=ગાંઠ તણું હોય દામ,
જગમાં લોભીથી સરે=ધૂતારાના કામ.
૧૩૯.

થોભ નહીં જ્યાં લોભનો=હોય લોભીને મન,
ત્યાં બંદા તું જાણજે=ધૂતારાને ધન.
૧૪૦.

લોભી કરશે એકઠી=દોલત રગડી તન,
જરૂર તે તો લૂટશે=ધૂતારા કોઈ દન.
૧૪૧.

લોભી શોધે લાભને=લોભે લપટાઈ જાય,
છિનવી એવા લોભીનું=ધન ધૂતારા ખાય.
૧૪૨.

ધન વ્હાલું છે લોભીને=સુખે ના ખર્ચાય,
જાણો તો સત જાણજો=દુઃખોમાં વપડાય.
૧૪૩.

મન લોભીનું દ્રવ્યમાં=રહે બની વ્યાકુળ,
જરૂર જગમાં જાણજો=લોભ પાપનું મુળ.
૧૪૪.

લોભીને ઘર દ્રવ્ય બહુ=પડયું રહે બીલકુલ,
છઠ્ઠી માતાએ કીધી=લેખો લખતાં ભુલ.
૧૪૫.

લોભી જોડે લોભથી=કોડી કોડી લઈ,
કોઇ દી ધૃતે પલકમાં=ધૂતારાઓ જઇ.
૧૪૬.

લોભ બુરો છે માનવી=લાવી દેશે અંત,
માટે કાં રાખે બુરી=લોભ તણી તું ખંત.
૧૪૭.

લોભ કરે સૌને દુઃખી=શું સાધુ કે સંત,
**'રૂસી'** લોભે ખ્વાર છે=ભલાભલા શ્રીમંત.
૧૪૮.

# કલજુગ.

કલજુગ કાળો કારમો—ભુડાં જેના કાજ,
બંદા ચેતી ચાલજે—સાહેબ રાખે લાજ.
૧૪૯.

કલજુગ એવો કાળ છે—ચોગમ જેનું રાજ,
ઝળકે જેના સર ઉપર—સદા બદીનું તાજ.
૧૫૦.

કલજુગ નહીં પણ જાણજે—કર ને જો નિર્ધાર,
માટે જેવું જે કરે—તેવો તેનો સાર.
૧૫૧.

કાળ કળી છે મહા બળી—વશ જેને નર નાર,
જાણો તેથી તો ભલી—યમદુતની તલવાર.
૧૫૨.

કલજુગ શું શું જગતમાં—કરી રહ્યો છે કામ,
બંદા સાંભળ ધ્યાનથી—રાખી હૈયે હામ.
૧૫૩.

કલજુગમાં મા બાપથી=બેટો નિમકહરામ,
એ તેઃ સૌ પર તાપ છે=કલજુગ તણાં તમામ.
૧૫૪.

કલજુગમાં બેટી કરે=માતાનું અપમાન,
વાહલી ઘરની નાર પણ=થાએ નાફરમાન.
૧૫૫.

કલજુગમાં મા બાપ બી=લે ફરઝંદનો જાન,
જાણો હદ આવી રહી=દુનિયાને દરમ્યાન.
૧૫૬.

ભાઈ કરે છે ભાઈની=બદગોઈ ચોમેર,
જાણો એ કલજુગની=લીલા ઘેરો ઘેર.
૧૫૭.

બહેન વગોવે બહેનને=બાહર, ઘેર, ને શહેર,
**'રૂસી'** જગમાં જાણજે=એ કલજુગનો કહેર.
૧૫૮.



# પાપી મન.

મન પાપી તું માનવી-કરજે ત્હારૂં સાફ,
તાહરો ત્યાં સુધી ગુનાહ-કદી થશે ના માફ.
૧૫૯.

મન પાપી કર સાફ તું-બન્દા જો અતરાફ,
જ્યાંખી કરશે તું નજર-ત્યાં છે હક ઈન્સાફ.
૧૬૦.

મન મંદિરમાં છે સદા તે માલેકનું સ્થાન,
જાણો પાપી મન જેનું-તે નર પશુ સમાન.
૧૬૧.

મન પાપી કર સાફ તું-હોય ગુણી ઈન્સાન,
જરૂર પાપી મન થકી ખોશે તું ધન ધાન.
૧૬૨.

પાપ કદી બોલે નહીં-બુડવે તનની નાવ,
જગમાં ચુકે નહીં કદી-આવે જ્યારે દાવ.
૧૬૩.

રાખી મનમાં મલિનતા=પાપે ગોટાં ખાવ,
જાણો ત્યારે જગતમાં=પાર તે ક્યાંથી પાવ?
૧૬૪.

મન પાપી તું જ માનવી=પાપો કરતાં રોક,
પાપ તણાં પરિતાપમાં=આખર મુકશે પોક.
૧૬૫.

પાપી મનથી સર્વદા=રહેશે મનને શોક,
પિંજર ત્હારૂં તન ટૂટી=વાંકી વળશે ડોક.
૧૬૬.

ઘડો છલાછલ પાપનો=પાપે ભર્યો પૂર,
એક ટકોરે ફુટશે=સાંભળ મૂર્ખ જરૂર.
૧૬૭.

પાપી કેરૂં મન સદા=પાપોમાં આતુર,
એવા પાપીઓ થકી=કોશો રહેજે દુર.
૧૬૮.

ભૂંડું પાટું પાપનું=જે જણ જગમાં ખાય,
ભોંયે પડયો તે ફરી=ઉઠી ઉભો ના થાય.
૧૬૯.

પાપી પાપે તરબતર=પાપે હરદમ ન્હાય,
જાણો, એવા પાપીઓ=જીવતા દોજખ જાય.
૧૭૦.

પાપી માંથે લઈ ફરે=ભરી પાપનો બોજ,
ક્યાં તેનો છુટકો થશે=જરા તો મનમાં ખોજ[૧]
૧૭૧.

પાપી મિષ્ટાનો જમે=ન્યારાં ન્યારાં રોજ,
બંદો પાપી પાપમાં=માને મ્હોટી મોજ.
૧૭૨.

પાપ અગ્નિ એવો જબુન=કરશે ખાક બદન,
માટે પાપે ખાંચ તું=પાપી ત્હારૂં મન.
૧૭૩.

પાપી કામો તે કરે=પાપી જેનું મન,
જરૂર જગમાં જાણજો=ધૂળ પાપીનું ધન.
૧૭૪.

તન શુદ્ધિથી શું વળે=મન મેલું જો હોય,
મનની શુદ્ધિ જે કરે=તેજ સ્વર્ગને જોય.
૧૭૫.

૧—સમજ.

તન સુઘડ ને મન ફુવડ=રાખે જગમાં કોય,
જાણો એવા નિર્લજો=જન્મ અકારત ખોય.
૧૭૬.

મન મેલું તુજ માનવી=જ્યાં તક રહેશે એમ,
જરૂર જોશે જગતમાં=ત્યાં તક સંકટ તેમ.
૧૭૭.

મન મેલું તજ માનવી=કાપવા પાપ કરૂર,
**'રૂસી'** મનશા ફળ સૌને=મળશે જગમાં જરૂર.
૧૭૮.



# નેકી.

નેક કરે નેકી સદા=નેક જેનો અંજામ,
જગમાં નેકોના રહ્યાં=પાછળ અમર નામ.
૧૭૯.

નેકી કર નેકી મળે=બદીથી બદ અંજામ,
માટે જગમાં નેકીના=કરે તો કરજે કામ.
૧૮૦.

નેકીમાં રાજી ખુદા=નેકી કર ઇન્સાન,
નેકીથી તરશે સદા=ભવ સિંધુ આસાન.
૧૮૧.

નેકીથી ઇન્સાનનું=છે જીવ્યું પ્રમાણ,
જગમાં નેકી તે કરે=જેને અંતર જ્ઞાન.
૧૮૨.

નેકી તારે નેકને=થાય નેકીથી નેક,
કાયમ રહેશે જગતમાં=નેક નરોનો ટેક.
૧૮૩.

નેકીના કરજે સદા–વિચાર મન હરએક,
જરૂર થાશે પાર તું=ભવસિંધુથી છેક.
૧૮૪.

નેકી કરજે નેક થઈ=રહે નેકીમાં લીન,
બંદા નજદીક જાણજે–છે કયામતનો દીન.
૧૮૫.

નેકીનું ફળ નેક છે–મળે જેના ધન ભાગ,
જે નરમાં નેકી નથી=પડો તેના પર આગ.
૧૮૬.

નેકીથી ઈન્સાન તું=દુર કદી ના ભાગ,
બંદા મરતાં નેકીનો=કદી ન કરતો ત્યાગ.
૧૮૭.

નેકીનું ફળ ચાખતાં=નેકો મન હરખાય,
જગમાં નેકીથી સદા=ચઢતી દોલત થાય.
૧૮૮.

નેકી આડી ઢાલ છે=દુ:ખની સામી જાય,
**‘રૂસી’** ન્હાયે જગતમાં=તો નેકીને ન્હાય.
૧૮૯.

# પતિવ્રતા નારી.

પતિવ્રતાની પ્રિતમાં=સુખી સદા ભરથાર,
જગમાં સફળ જાણજો=તે નરનો સંસાર.
૧૯૦.

પતિવ્રતાની પ્રિતમાં=ઈશ્વરનો આભાર,
માનો, જગમાં સર્વદા=થાશે બેડો પાર.
૧૯૧.

પતિવ્રતાની પ્રિતમાં=સાંભળશો સુવેણ,
જેને જગમાં જાણજો=પેલે ભવનું લેણ.
૧૯૨.

પતિવ્રતાના નેણની=જાણો નિચી ફેંણ,
રૂડી જગમાં રાખશે=સદા તમારી એણ.[1]
૧૯૩.

પતિવ્રતાની પ્રિતમાં=સ્વર્ગ તણું છે સુખ,
સ્વપ્ને બી તમ દેખશો=કદી ન રજભર દુઃખ.
૧૯૪.

૧–ટેક.

પતિવ્રતા નારી સદા=ભાંગે ભવની ભુખ,
છે ધન ઘણું તે નારને=પતિની રાખે રૂખ.
૧૯૫.

પતિવ્રતા નારી તણો=કરો સદા સત સંગ,
જાણો જગમાં એક છે=સતી પતિનું અંગ.
૧૯૬.

પતિવ્રતા રૂડી સતી=રૂડો જેનો રંગ,
રૂડી જેની પ્રિતનો=કદી ન કરતા ભંગ.
૧૯૭.

પતિવ્રતા નારી તણાં=સદા પવિત્ર કામ,
જરૂર વખણાશે સતી=ઘરઘર ગામેગામ.
૧૯૮.

પતિવ્રતા નારી સતી=છે અમૃતનું જામ,
જ્ઞાની જગમાં જાણજો=અમર જેનું નામ.
૧૯૯.

નર સુખ્યો જાણો અતી=સતી જેની છે નાર,
જગમાં કુળવંતી ખરી=કુળની તારણહાર.
૨૦૦.

નરને ઇઝઝત નારથી=નરની શોભા નાર,
નારી સુખ સંસારનું=જાણો તમ નિર્ધાર.
૨૦૧.

સત પર સતીઓના સદા=છે ફરતું આસમાન,
જે નરની નારી ભલી=ખરો તે ભાગ્યવાન.
૨૦૨.

નર પામે નારી સતી=જગમાં કોઈ ગુણવાન,
તે જેવો કોઈ બી નથી=સુખ્યો શાહ સુલતાન.
૨૦૩.

સતી ખરી તે નાર છે=પતિવૃતા નિર્ધાર,
પતિની સેવામાં રહે=થઈ લક્ષ્મી અવતાર.
૨૦૪.

સતી જેની સંસારમાં=નારી હોય કુળવાન,
જરૂર તે નરને મળે=જગમાં આદરમાન.
૨૦૫.

સતી ખરી તે નાર જે=જન્મી જગ દરમ્યાન,
ગણે પતિને જગતમાં=સ્વર્ગ્ય સુખ સમાન.
૨૦૬.

સતી પતિવ્રતા ન તજે=મરતાં બી ઝીનહાર,
ધન ધન જાણો જગતમાં=છે તેનો ભરથાર.

૨૦૭.

સુખ્યો સંસારે પતિ=સતી જેની છે નાર,
જાણો પુણ્ય પૂર્વના તે નરના નિર્ધાર.

૨૦૮.

પતિવ્રતા જે નર તણી=નારી હોય અથાગ,
જાણો જીવતો છે તેનો=નર જન્નતને બાગ.

૨૦૯.

સતને કારણ જે સતી=કરે પ્રાણ પણ ત્યાગ,
જગમાં તેના હાથના=ધર્તાના ધન ભાગ.

૨૧૦.

એક સતીનું સુખ બીજું=શુભ મતિનું સુખ,
એ વિન ના નરને કહ્યા=એક રતિનું સુખ.

૨૧૧.

સતી સદા સંસારમાં=પામે પતિનું સુખ,
જગમાં એ છે જાણજે=ઇશ ગતિનું સુખ.

૨૧૨.

પતિવ્રતા સાચી સતી—પતિ તણી જે નાર,
પ્રેમે સંતોખી પતિ—રાખે ઘર સંસાર.
૨૧૩.

પતિવ્રતા સાચી સતી—નાર અતિ નિર્ધાર,
મનથી જાણે નિજ પતિ—હૈયાં કેરો હાર.
૨૧૪.

નાર સતી તે જાણજે—નૈયત જેની નેક,
જગમાં એવી નાર તો—મળે લાખમાં એક.
૨૧૫.

નાર સતી તે જાણજે—રાખે સતનો ટેક,
સૌથી વર્તે જગતમાં—રાખી શુભ વિવેક.
૨૧૬.

નાર સતી તે જાણજે—રૂડાં જેનાં વેણ,
'રૂસી' ચાખે સુફળો—રાખે નિચાં નેણ.
૨૧૭.



# ભૂંડી નારી.

ભૂંડી નારી ભવિષ્યની—મળજો કોઈને નવ,
ભૂંડી જેની ભારજા—બળ્યો તેનો ભવ.
૨૧૮.

ભૂંડી જેને બસ પડી—નારી જગ દરમ્યાન,
જાણો તેનો જન્મ છે—જગમાં ધૂળ સમાન.
૨૧૯.

ભૂંડી નારી જે તણી—કરતી હોય કલેશ,
હોય કદી ના જગતમાં—તે નરને સુખ લેશ.
૨૨૦.

વંઠી નારી જે તણી—થઈ નિર્લજ નિર્ધાર,
નિશ્ચય દુઃખના ડુંગરો—દેખે તે ભરથાર.
૨૨૧.

ભૂંડી નારી જે ઘરે—ભૂંડ સરીખી હોય,
હરદમ સ્વામી તે તણો—બદ કીસ્મતને રોય.
૨૨૨.

ભૂંડી નારે ભવ જળે=મળે બદનમાં આગ,
માટે એવી નારનો=વિચાર મનથી ત્યાગ.
૨૨૩

ભૂંડી એક અબળા થકી=ભલી બળા છે લાખ,
માટે એવી નારથી=પ્રિત કદી ના રાખ.
૨૨૪.

ભટ્ટ નારી ભૂંડી ઉપર=ખાઈ ધણીનું ધાન,
ધણી વગોવે ચારમાં=નહીં શરમ કે સાન.
૨૨૫.

ભૂંડી, સ્ત્રી ભરથારને=ભાંડે ભૂંડાં વેણ,
ઘરમાં વંઠેલી સદા=ફરે ચઢાવી નેણ.
૨૨૬.

ભૂંડી ભારી ભામિની=કરે કુકર્મી જાર,
'**રૂસી**' તેના સ્વામીનો=એળે[1] ગયો અવતાર.
૨૨૭.



૧–બલી.

# નિર્લજ નારી.

નિર્લજ નારી નર્કની=કુંડ બરાબર જાણ,
જગમાં નિર્લજ નારની=પ્રતે જીવની હાન.
૨૨૮.

નિર્લજ નારી કાપશે=ભલા ભલાના કાન.
એવી નિર્લજ નારની=પ્રિતે ખોશો પ્રાણ.
૨૨૯.

નિલજ નારીને નહીં=કદી શરમ કે લાજ,
એવી નિર્લજ નારથી=લાજ થશે તારાજ.
૨૩૦.

નિર્લજ નારી જગતમાં=સજે નિલજ સાજ,[૧]
જગમાં નિર્લજ નારના=નિર્લજ જાણો કાજ.
૨૩૧.

નિર્લજ નારીની કદી=પ્રિત ન કરતા કોઈ,
નહીં તો રહેશો જગતમાં=લાજ શરમને ખોઈ.
૨૩૨.

૧–વસ્ત્રો.

નિલજ નારી જાણુજે=ઓછું પડતાં જોઈ,
ચોખુટ કરશે જગતમાં=જરૂર તે બદગોઈ.
૨૩૩.

નિલજ નારીની તજો=પ્રિત પાપી હરદમ,
દિલથી જાણો પ્રેમીના=છે જીવનો તે જમ.
૨૩૪.

નિર્લજ નારી ના દીયે=દુઃખ પ્રેમીને કમ,
જાણો જેની પ્રિતમાં=સદા સમાયો ગમ.
૨૩૫.

નિર્લજ નારી મુકશે=સદા કલેજે કાપ,
પાપી જેની પ્રિત છે=પૂર્વ જન્મના પાપ.
૨૩૬.

નિર્લજ નારી આપશે=ઉલટા સુલટી થાપ,
'રૂસી' નિર્લજ નારને=દિલ ત્હારૂં ના આપ.
૨૩૭.



# ભૂંડો પતિ.

ભૂંડો નારીનો પતિ—કર્મે મળ્યો કોય,
સો સુખના સાધન છતાં—સુખ સતી નવ જોય.
૨૩૮

ભઠ પડજો ભૂંડો ધણી—સતી નારનો હોય,
કીડો ત સંસારનો—જન્મ અકારત ખોય.
૨૩૯.

પરવશ બન્યો જે પતિ—તજી સતી ઘર નાર,
જગમાં જીવવા પર તેના—ભઠ પડજો સો વાર.
૨૪૦.

ભાંડ ભવૈયો ભામટો—ભૂંડો જે ભરથાર
જો કોઈ દુઃખ દે નારને—તે પર છે ધિક્કાર.
૨૪૧.

પાપિ પૂરો હોય પતિ—આંમેલ ભોગી ભેલ,
જાણુ તેની નારનો—જન્મ બગડ્યો ખેલ.
૨૪૨.

ઘર નારી ભૂખી મરે=પરાઈ ભાંગે ભૂખ,
બંદો દેશે શું જવાબ=સાહેબની સનમુખ.
૨૪૩.

ભટ ભૂંડા ભરથાર પર-સ્ત્રીયે સતીને દુઃખ,
જગમાં એવા મૂર્ખને-ઘડી નહોતું સુખ.
૨૪૪.

સંતાપે જે નારને=વાંક વિના નિદાન,
દુરાચારી દુષ્ટ તે=પતિ ખરો હયવાન.
૨૪૫.

પાલવ ઝાલી નારનો=લાવે ઘર દરમ્યાન,
દુઃખી પાછળ ભવ કરે=ભટ એવા ઈન્સાન.
૨૪૬.

ભાગ્યે ભૂંડો હોય પતિ=રહે સતીને શોક,
માટે એથી તો ભલી=થાય સતી પરલોક.
૨૪૭.

નાર સતીનો જો પતિ-ભૂંડો મળ્યો કોક,
**'રૂસી'** તે અબળા મૂકે-પતિ નામની પોક.
૨૪૮.

# પ્રાણી ઉપર દયા.

દયા કરો પ્રાણી ઉપર=બંધ જેઓના મુખ,
જાણો રૂડું પામશો=બંધે જગનું સુખ.
૨૪૯.

દયા કરો પ્રાણી ઉપર=ટાળો તેમના દુઃખ,
જરૂર હસ્તે મુખ જશો=ઈશ્વિરની સનમુખ.
૨૫૦.

દયા દેખાડી જે જણે=પ્રાણી પર નિર્ધાર,
જાણો જગમાં તે જણે=સફળ કીધો સંસાર.
૨૫૧.

દયા ધરો પ્રાણી ઉપર=કરો તેનો ઉધ્ધાર,
થયલો જગમાં જાણજો=બેડો ભવનો પાર.
૨૫૨.

દયા કેરા દાતાર કોઈ=હોય જગને દરમ્યાન,
વિન વાચાઈ પ્રાણીના=જરૂર બચાવે જાન.
૨૫૩.

દુઃખ ટાળો પ્રાણી તણાં=રે ! સમજો ઇન્સાન,
જાણો રાજી સર્વદા=છે તેમાં ભગવાન.
૨૫૪.

જન્મી જગમાં થાઓ તમ=દયા કેરા દર્યાવ,
મૂગાં પ્રાણી રંકનો=દુઃખથી કરો બચાવ.
૨૫૫.

દયા જેવું ના દાન છે=ધરો દયા પર ભાવ,
મૂગાં પ્રાણીઓ તણાં=દુઃખમાં વાહારે ધાવ.
૨૫૬.

દુઃખ રૂએ કયાંથી પશુ=નહીં જેને મુખ વાણ,
દિલથી તે ઉપર દયા=કરી બચાવો પ્રાણ.
૨૫૭.

દયા તજી જેણે કીધી=જીવજંતોની હાન,
'રૂસી' તેના શરીરમાં=હૃદય બદલ પાષાણ.
૨૫૮.



# માતા.

માયા માતાની અજબ=અખંડ માનો પ્યાર,
માતા વિના આ જગતમાં=સુનો છે સંસાર.
૨૫૯.

મા જેવો મેવો નથી=કોઈ એવો ઝીનહાર,
મા કેહેતાં મોઢું ભરાય=એ માતાનો પ્યાર.
૨૬૦.

સેવા માતાની કરે=સપુત જે ગુણવાન,
તે જેવો બીજો નથી=વિરલો જગ દરમ્યાન.
૨૬૧.

ગુણ માતાના ગાઇ લે=જેમાં જીવતદાન,
માનું સુખ તે સ્વર્ગ છે=સાચે સાચું માન.
૨૬૨.

માતા મુજ માતા અરે !=સુખદાતા સર્યામ,
માતા મુજની આવશે=અંત સમામાં કામ.
૨૬૩.

માતા માતા મુખ થકી=જપું પવિત્ર નામ,
ચર્ણે માતાના જરૂર=સ્વર્ગતણું છે ધામ.
૨૬૪.

સેવા કરજો માતની=ગુણ મા ના ગાવ,
આવે જગમાં જાણજો=ફરી ફરી નહીં દાવ.
૨૬૫

અવલ ભક્તિ ઇશની=કરજો રાખી ભાવ,
બીજી ભક્તિ માતની=પાર ઉતારે નાવ.
૨૬૬.

મરજો જોઇયે જગતમાં=બેશ કબીલો ભ્રાત.
પણ મરજો ના કદી=કોઈની વ્હાલી માત.
૨૬૭.

સેવા માની સ્વર્ગ છે=કરજો દીન ને રાત,
ફળ તેના ખુદ આપશે=વિશ્વ બધીનો તાત.
૨૬૮.

સુખમાં સુખ માતા તણું=ધન ભાગ્ય તે જોય,
જગમાં સર્વે વ્યર્થ છે=સુખ બીજાં જે હોય.
૨૬૯.

મા જેવું છત્તર નથી=જગમાં બીજું કોય,
પુત્રો તે હીનભાગ્ય જે=સુખ માતાનું ખોય.
૨૭૦.

દુઃખ દેખી પુત્રો તણાં=માતાને સંતાપ,
બંદા ભરજે માતની=સેવાનું તું માપ.
૨૭૧.

જપ માતાની જાપતાં=જગમાં આપોઆપ,
દિલથી જાણો સત કરી=કપાઈ જાએ પાપ.
૨૭૨.

પ્રેમ મધુરસ માતનો=ના કોઈ એવો પ્રેમ,
વિન આશિષે માતના=બાળ સુખી તે કેમ ?
૨૭૩.

માની સેવા જે કરે=જગમાં રાખી નેમ,
જાણો તે ઉપર સદા=સાહેબની છે રહેમ.
૨૭૪.

સેવા માતાની કરો=જન્મી જગ દરમ્યાન,
જગમાં એ તો જાણજો=ઈશ્વરનું ફરમાન.
૨૭૫.

સેવા માતાની કરે=સપુત જે ઇન્સાન,
જાણો એવાં બાળનું=જગ જીવ્યું પરમાન.
૨૭૬.

માની માયા છે અચળ=કદી ટળી ના જાય,
જાણો ધન તે બાળને=જે માના ગુણ ગાય.
૨૭૭.

માતા કહેતાં અમૃતે=મોઢું ખુબ ભરાય,
'રસી' એવો જગતમાં=મેવો ક્યાંથી થાય ?
૨૭૮.



# પિતા.

એક ખુદા છે સર્વનો=એક વળી તેમ બાપ,
ફાની જગમાં જાણજો=બાપ બીજા છે શ્રાપ.
૨૭૯.

પાલનહારો જગતમાં=બાળકનો છે બાપ,
દુઃખ વેઠીને સુખ દીયે=સહન કરે સંતાપ.
૨૮૦.

એક ખુદા છે જગતમાં=એક માતા એક બાપ,
જાણો જગમાં એક ગુરૂ=જપ ચારોની જાપ.
૨૮૧.

બાપ ખરો તે બાપ છે=જન્મ તણો દેનાર,
હૈયે હેતાળુ અતિ=પ્રેમે પાલનહાર.
૨૮૨.

પિતા તુલ્ય પૃથ્વિમાં=કોણ કરે છે પ્યાર?
જરૂર જગમાં જાણજો=પિતા પ્રાણાધાર.
૨૮૩.

પિતા પગલે ચાલશે=સપુત જે ચાતર,
જગમાં તેવો જાણજો=કોઈ નથી બાહદર.
૨૮૪.

પિતા પ્યારો પ્રાણથી=હોય બાળકને સર,
રજભર તેને ના કદી=હોય શત્રુનો ડર.
૨૮૫.

પૂંજ પ્રેમે પ્યારો પિતા=કદી ન આવે આળ,
બંદા તે બુન બેખ છે=તું છે તેની ડાળ.
૨૮૬.

બાપ તણાં સુખે સપુત=સુખમાં ગાળે કાળ,
દાઝે દુઃખ જોઇ બાપનું=તેજ ખરો છે બાળ.
૨૮૭.

બાપ તણાં સુખે કરી=બાળક સુખીયાં થાય,
જાણો ધન તે બાળને=ગુણ પિતાના ગાય.
૨૮૮.

જે પિતાના હુકમથી=ફરી વેગળો જાય,
**'રૂસી'** જગમાં તે કપુત=ધુળમાં ગોટાં ખાય.
૨૮૯.

# ભાઈ.

મા જન્યો તે ભાઈ જે=કરે ભાઈના કાજ,
થઈને જગમાં રાખજે=ભાઈ, ભાઈની લાજ.
૨૯૦.

ભાઈ તે તો ભાઈ છે=કુળનું રાખે નામ,
ભીડ પડે જો ભાઈને=આવે ભાઈને કામ.
૨૯૧.

ક્રોઢી કામી લાલચુ=જો હોય ભાઈ તમામ,
તો પણ ભાઈને જગતમાં=કરતો ના બદનામ.
૨૯૨.

ભૂંડો ભટકેલ ભાંમટો=જો હોય દુષ્ટ કસાઈ,
તો બી જગમાં જાણજે=ભૂંડો પણ છે ભાઈ.
૨૯૩.

સાસુ સસરા સ્નેહીઓ=સાળા વણુ વેહવાઈ,
સર્વે સાથી સુખ તણાં=દુ:ખનો સાથી ભાઈ.
૨૯૪.

ભીડમાં કીલ્લો ભાઇ છે=ભાઈ દુઃખમાં સંગાત,
જાણો એવા ભાઇની=ધન્ય જનેતા માત.
૨૯૫.

સાત કુછંદી ભાઇથી=એક પલે નહીં ભ્રાત,
ભાઈ પનોતા એકથી=પલશે ભાઇ સાત.
૨૯૬.

લાખો અંદર એક હુશે=ભાઈ એવો તો કોય,
ફાની જગમાં જે નહીં=ભાઈની ઈજ્જત ખોય.
૨૯૭.

ભાઈ ખરો તે જગતમાં=દુઃખનો સાથી હોય,
ભીડ પડે જો ભાઇ પર=કદી ન બેસી જોય.
૨૯૮.

ભાઈ ખરો, જે ભાઇથી=કદી ન રાખે વેર,
જાણો એવા ભાઈથી=સુખ્યું ભાઇનું ઘેર.
૨૯૯.

ભાઈ ખરો જે ભાઇ પર=રાખે માયા મહેર,
'**રૂસી**' એવા ભાઇથી=ભાઇને લીલા લહેર.
૩૦૦.

# બહેન.

મતલબના સૌ જાણજે=સ્નેહી સગાં તમામ,
પણ વ્હાલી મા જણી=દુઃખમાં આવે કામ.
૩૦૧.

સુખમાં સાથી સૌ થશે=જોઈ દઓડ દમામ,
આખરમાં તો મા જણી=દુઃખમાં ભીડશે હામ.
૩૦૨.

સદ્દગુણી સંસારમાં=માય જણી છે બહેન,
દુઃખો દેખી ભાઇનાં=પડે ન જેને ચેન.
૩૦૩.

માયાવંતી બહેનના=સાયામાં સુખ ચેન,
પ્રેમ થકી જે બહેનના=ભર્યાં રહે છે નયન.
૩૦૪.

રૂડી બહેનો ભાઇની=જગમાં રાખે રૂખ,
કોઇ દી મરતાંએ નહીં=દીએ ભાઇને દુઃખ.
૩૦૫.

દુઃખમાં આવે ભાઈના=બ્હેન ખરી સનમુખ,
જાણો એવી બ્હેનના=પગો તળે છે સુખ.

૩૦૬.

મધુર આ જગમાં નથી=બ્હેન જેવો બોલ,
મીઠી જેની મધુરતા=અમૃતથી અનમોલ.

૩૦૭.

બ્હેન ખરી જે ભાઈના=દુઃખમાં રહે હરોલ,
જગમાં એવી જાણજો=બ્હેન હીરાને તોલ.

૩૦૮.

ભાઈના દુઃખથી દાઝતી=બ્હેન ખરો ગમ ખાય,
જગમાં એવી બ્હેન તો=જવલ્લે કોઈની થાય.

૩૦૯.

દુઃખમાં દેશે મા જણી=ભાઈને જીવતદાન,
જરૂર જગમાં જાણજો=ના કોઈ બ્હેન સમાન.

૩૧૦.

ભાઈના દુઃખથી દાઝતી=બ્હેન ખરી ગુણવાન,
'રૂસી' એવી બ્હેન પર=હોજે ત્હારો પ્રાણ.

૩૧૧.

# મતલબ.

મતલબ મીઠી સર્વને=મતલબના નર નાર,
જગમાં મીઠો છે સદા=મતલબનો સંસાર.
૩૧૨.

મતલબ કાજે માનવી=ઝુંકશે ત્હારે પાય,[1]
દિલની મતલબ સારવે=કાતીલ શત્રુ થાય.
૩૧૩.

મતલબ એવી ચીજ છે=સૌને પ્યારી હોય,
શાહુ ફકીરો રંક બી ભલે અમીરો કોય.
૩૧૪.

મતલબના સંસારમાં=મતલબના સૌ જણ,
છ ટાંક જો તું માંગશ=દેશે તુંજને મન.
૩૧૫.

મતલબ પ્યારી જગતને=જગ મતલબની જાણ,
મતલબને તું જાણજે=કાગજ કેરૂં વાહાણ.
૩૧૬.

મતલબ છે કાતીલ ઘણી=બે ધારી તલવાર,
ચેતી રહેજે જગતમાં=જેનાથી હુશીઆર.
૩૧૭.

મતલબ મીઠી મધ થકી=ના એવું અમૃત,
મતલબ સર્વે પાર થઇ=કે બનશે યમદુત.[1]
૩૧૮.

મતલબમા હર માનવી=બોલે મીઠા બોલ,
સારી મતલબ સારવે=સર પર લેશે ધોલ.
૩૧૯.

મતલબના સ્નેહી સગાં=કરશે ભારે વ્હાલ,
કાઢી મતલબ ખુદની=થાશે જીવના કાળ.
૩૨૦.

મતલબ કેરાં મંદિરે=ધન જર આજ પૂંજાય,
રામ નામની હામ તો=કોઇમાં નહીં જણાય.
૩૨૧.

મતલબ કેરી જાલમાં=ભલાભલા સપડાય,
**'રૂસી'** મતલબ કારણે=ઉંચ નિચ ઘર જાય.
૩૨૨.



૧–મોતનો દેવ.

# હુમત.

નેક વિચારો જે કરે–રહી નેકીમા પુર,
સારી જગમાં જાણજે–બલા તેની છે દુર.
૩૨૩.

નેક વિચારો જે કરે–નેકીમાં ચકચુર,
જોશો તેના મુખ પર–સદા ખુદાનું નુર.
૩૨૪.

નેક વિચારો જે કરે પોંહચે ગુરથમાન,[1]
એ છે જગમાં જાણજો–[2]રેહબરનું ફરમાન.
૩૨૫.

નેક વિચારો જે કરે–અંતરને દરમ્યાન,
જાણો જગમાં નેક તે–ખરેખરો ઈન્સાન.
૩૨૬.

નેક વિચારો જે કરે કોઈ પુરૂષ યા નાર,
માનવી જગમાં જાણજે તેજ ઉતરશે પાર.
૩૨૭.

૧–સ્વગ, ૨–પયગંબર.

નેક વિચારો જે કરે—અંતરમાં નિર્ધાર,
જરૂર જગમાં જાણજો—સુખ તેને ખીશ્યાર.
૩૨૮.

નેક વિચારો જે કરે—જન્મી જગમાં કોઇ,
જરૂર તેણે બહેશ્તની—ખુબ ખુશાલી જોઈ.
૩૨૯.

નેક વિચારો જે કરે—હાથ બદીથી ધોઈ,
મરતાં મેલી તે ગયો—જગ પાછળ ખુશબોઇ.
૩૩૦.

નેક વિચારો જે કરે—લઈ યઝદાંનું નામ,
જરૂર સુધરે તે તણાં—જગમાં સર્વે કામ.
૩૩૧.

નેક વિચારો જે કરે—પી નેકીનું જામ,
'રૂસી' જગમાં જાણજે—પામ્યો તે સુખધામ.
૩૩૨.



# સુખત.

નેક સુખન મુખથી કહે—જે જણુ સાંજ સહવાર,
રાજી તે ઉપર સદા—શ્રી દાવર દાદાર.
૩૩૩.

નેક સુખન મુખથી કહે—નર શું કે નાર,
જાણો જ્ઞાની જગતમાં—સુખ્યો તેજ અપાર.
૩૩૪.

નેક સુખન મુખથી કહે—માની રબ ફરમાન,
જગમાં રાજી તે ઉપર—સદા રહે યઝદાન.
૩૩૫.

નેક સુખન મુખથી કહે—બોલે નેક જબાન,
જાણો ભવ તર્યો સદા—તે નર જગ દરમ્યાન.
૩૩૬.

નેક સુખન મુખથી કહે—બોલે શબ્દો નેક,
રહેશે તે ઉપર સદા—મહેરબાન માલેક.
૩૩૭.

નેક સુખન મુખથી કહે=જે જણ વાર દરેક,
રહેશે રાજી તે ઉપર=ખલકતનો ખાલેક.

૩૩૮.

નેક સુખન મુખથી કહે=જન્મી જગમાં ખાસ,
દિલથી જાણો તે રહયો=સુખ્યો બારો માસ.

૩૩૯.

નેક સુખન મુખથી કહે=રાખી સુખની આશ,
ખચ્ચિત રહેશે સુર્ખરૂ=તે સાહેબની પાસ.

૩૪૦.

નેક સુખન મુખથી કહે=કરી ખુદાની યાદ,
જરૂર જાણો દાવરે=લીધી તેની દાદ.

૩૪૧.

નેક સુખન મુખથી કહે=રહે નેકીમાં શાદ,
'રૂસી' જીવતાં શાદ છે=શાદ મુવાની બાદ.

૩૪૨.



# હવરશત.

નેકીના જે કોઈ કરે=જગમાં રૂડાં કામ,
જરૂર જાણો તે તણું=નામ રહ્યું હરનામ.
૩૪૩.

નેકીના કામો કરે=જે જણ રાખી હામ,
સીધો તે તો પહોંચશે=અંત સમે નિજધામ.
૩૪૪.

નેકીના કામો કરે=નેક બની નર નાર,
જાણો સારી જગતમાં=બેડો તેનો પાર.
૩૪૫.

નેકીના કામો કરે=જે જણ વારંવાર,
જગમાં તેને છે સદા=દાવરનો આધાર.
૩૪૬.

નેકીના કામો કરે=જન્મી જગમાં જે.
રજભર તેને ના કદી=હોય શત્રુનો ભે.
૩૪૭.

નેકીના કામો કરે=નેક ગણાયે તે,
જગમાં જાણો તે સદા=દુઃખથી છેટો છે.
૩૪૮.

નેકીના કામો સીવા=કરે ન બીજું બસ,
જાણો રઝુંક રોજીમાં=છે તેના રસકસ.
૩૪૯.

નેકીના કામો કરે=રગડી તનની નસ,
તે નર પંકાશે જરૂર=જગમાં દિશા દશ.
૩૫૦.

નેકીના કામો કરે=દઈ નેકી પર મન,
જાણો તે તો બહેશ્તનું=ખરૂં કમાયો ધન.
૩૫૧.

નેકીના કામો કરે=રગડી તેમાં તન,
'રૂસી' જીંદગીભર જશે=સુખ્યા તેના દન.
૩૫૨.



# ધીરજ.

ધીરજ ધરતાં શીખજે=ધીરજ સુખનું ધામ,
જાણો ધીરજથી સરે=જગમાં રૂડાં કામ.
૩૫૩.

ધીરજ છે ધનના ચરૂ=દુઃખમાં આવે કામ,
માટે મેળવવા જેને=ધર હૈયાંમાં હામ
૩૫૪.

ધીરજમાં છે ધન સદા=ધીરજમાં છે ધાન,
જગમાં ધરશે ધીર જે=તેજ ખરો ઇન્સાન.
૩૫૫.

ધીરો વિરો નર અતી=શુરો ને બળવાન.
જાણો રણસંગ્રામમાં=કદી ન જોશે હાન.
૩૫૬.

ધીરજનું ધન વાપરે=રણમાં જે રણધીર,
જગમાં જાણો જય સદા=પામે તે શૂરવિર.
૩૫૭.

ધીરજ ધરજે માનવી=લાખ પડે દુઃખ શીર,
ધીરજ ધનનું મૂળ છે-મળશે ધનનો ગિર.
૩૫૮.

ધીરજ ધરજે માનવી=લાખ ભલે હોય દુઃખ,
બંદા ધીરજમાં સદા=જાણ સમાયું સુખ.
૩૫૯.

ધીરજ સુખનું ધામ છે-ધર ધીરજની ભુખ,
જરૂર ટકશે જગતમાં-તું દુઃખની સનમુખ.
૩૬૦.

બંદા ત્હારી મુસાફરી-છે જગમાં મુશ્કીલ,
તોપણ ધીરજથી થશે=સહેલ ઘણી મન્ઝીલ.
૩૬૧.

ધીરજ દેજે મન તણે ધરજે ધીરજ દિલ,
'રૂસી' ધરવા ધીર તું-જરી ન કરતો ઢીલ.
૩૬૨.



# બખીલ.

બખીલને ઘર દ્રવ્યના=ભર્યા ચરૂ ઉભાય.
પડજો લાનત તે ઉપર=નહીં ખવાડે ખાય.
૩૬૩.

બખીલનું દિલ તંગ છે=પૈ પૈથી દુઃખ પાય,
એક પણ દમડી તોડતાં=જીવડો નીકળી જાય.
૩૬૪.

બખીલ બાળે પ્રાણને=પૈ ખર્ચાતાં એક,
હરગીઝ એવા મૂર્ખની=જતા ના સોડે છેક.
૩૬૫.

જોતાં મોંઢું બખીલનું=હરકત નડે અનેક,
કોઇને દેખડાવે નહીં=મુખ જેનું માલેક.
૩૬૬.

બખીલ દિલનો સંગ છે=હોય ભલે ધનવાન,
જાણો એથી તો ભલું=જંગલનું હયવાન.
૩૬૭.

બખીલ દિલનો માનવી=આ જગને દરમ્યાન,
ફેરો ફોકટ જન્મ લઈ=ચાલ્યો પશુ સમાન.
૩૬૮.

બખીલ બાંધે દ્રવ્ય પર=મનમાં મોટી આશ,
જાણે મરતાં લઈ જવશ=દોલત મારી ખાસ.
૩૬૯.

બખીલ રાખે દ્રવ્યનો=ડુંગર પોતા પાસ,
દમડી કોડી ધર્મમાં=દેતાં પામે ત્રાસ.
૩૭૦.

બખીલ ખાય ના કદી=પેટ ભરીને અન્ન,
ભર્યું જેના ઘેરમાં=સાત ચરૂનું ધન.
૩૭૧.

બખીલ ઘાલે ના કદી=સારાં વસ્ત્રો તન,
**'રૂસી'** દોલત હોય છતાં=બખીલ બાળે મન.
૩૭૨.



# સાદાઇ.

સાદાઇ સૌને પસંદ=સાદાઇમાં છે સુખ,
સાદાઇ જેણે સાચવી=હસ્તું તેનું મુખ.
૩૭૩.

સાદાઇ તજતો ના કદી=બંદા જગ દરમ્યાન,
સાદાઇમાં રહેશે સદા=રાજી તે યઝદાન.
૩૭૪.

સાદાઇ શોભા જગ તણી=સાદાઇમાં છે લાભ,
માટે માથે રાખજે=સાદાઇનુ તું આભ.
૩૭૫.

સાદાઇ સુખ છે સ્વર્ગનું=રાખ ઠેકાણે હોંશ,
જગમાં જન્મી માનજે=સાદાઇમાં સંતોષ.
૩૭૬.

સાદાઇ વાપર સર્વદા=સાંભળ તું સજજન,
સાદાઇ જેવું સુખ નથી=આ જગમાં કોઇ પણ.
૩૭૭.

સાદાઈમાં શોભા ઘણી=સાદાઈ ઘર ઇન્સાન,
જગમાં સાદાઇ વિન ખરે=નર પશુ સમાન.
૩૭૮.

સાદાઈ છે ઇન્સાનના=તનનો રૂડો સાજ,
બંદા જગમાં જાણજે=સાદાઇમાં છે લાજ.
૩૭૯.

સાદાઇનો સિકકો ખરો=લઇ કર હૈડે સીલ,
સાદાઇ જેણે સાચવી=જાણો તેજ અસીલ.
૩૮૦.

સાદાઈ શોભા ઘર તણી=સાદાઇ શોભે બાહાર,
માટે કરજે સર્વદા=સાદાઈ તું અખત્યાર.
૩૮૧.

સાદાઇનું ઝળકે સદા=જે જણ માથે તાજ,
**'રૂસી'** જગમાં તે તણી=ઇઝઝત, હુર્મત, લાજ.
૩૮૨.



# સફાઈ.

સફાઈ તનની રાખજે=સફાઇમાં છે સુખ,
નિશ્ચય જગમાં જાણજે=પુવડતામાં દુઃખ.
૩૮૩.

સફાઈ મનની રાખજે=કરજે મનને સાફ,
ખીલશે ખોરેહ તુજ તાણું=ચહેરાની અતરાફ.
૩૮૪.

સફાઈ ઘરની રાખજે=રાખ સફાઈ બહાર,
રોજી રજ્જકના રૂડાં=ખુલશે સઘળાં બાર.
૩૮૫.

સફાઈમાં સત માનજે=સુખ સમાયાં લાખ,
પુવડતાની જીંદગી=પડજો તે પર ખાક.
૩૮૬.

સાફ સદા આ રાખજે=હારાં દીલની ખાપ,
નુરી જેના તેજથી=જળશે સઘળાં પાપ.
૩૮૭.

સજે તો તું સજજે=સફાઇનો શણગાર,
સદા જગતમાં રાખજે=સાફ દિલે વહેવાર.
૩૮૮.

સાફ સફા તું રાખજે=મિનોઈ જગની રાહ,
કારણ એક દહાડો જવું છે સાહેબની દરગાહ.
૩૮૯.

સફાઈ જો હર વાતની=રાખે જે ઇન્સાન,
તો સુખ તેને છે સદા=આ જગને દરમ્યાન.
૩૯૦.

મેલ ભર્યું અંતઃકરણ=કીધું જેણે સાફ,
બંદા જગમાં જાણજે પાપ તેના કુલ માફ.
૩૯૧

સફાઇથી છે જગતમાં=લાખ તરેહના સુખ,
'રૂસી' જગમાં રાખજે=સુઘડતાની ભુખ.
૩૯૨.

———:o:———

# સલુકાઇ.

સલુકાઈ સંસારમાં=નર સર્વેથી રાખ,
ફળ તેના જગમાં પછી સૌથી ઉત્તમ ચાખ.
૩૯૩.

શીખજે નર સંસારમાં=સલુકાઇની રીત,
કરે તો કરજે સદા=સલુકાઇની પ્રિત.
૩૯૪.

કરજે નર જગમાં સદા=સલુકાઇનો સંગ,
વાળી દેશે જે ત્હને=વ્યાજ સીકકે ખંગ.
૩૯૫.

સજ્જનથી તું શીખજે=સલુકાઈ ઇન્સાન,
ખચિત તેમાં જાણજે=મળ્યું જીવતદાન.
૩૯૬.

સલુકાઇ જેવું નથી=ધન દોલતનું સુખ,
નિચું સર દવલત તણું=સલુકાઇ સનમુખ.
૩૯૭.

સલુકાઇથી શોભશે=તાજ, રાજ ને પાટ,
વિન સલુકાઇ જાણજે=ઇઝઝત બારેવાટ.
૩૯૮.

સલુકાઇનો સર્વદા=સજ તન પર તું સાજ,
એવા રૂડા સાજથી=રહેશે ત્હારી લાજ.
૩૯૯.

સલુકાઇનો શીખજે=જગમાં રૂડો પાઠ,
સલુકાઈમાં જાણજે=ભર્યાં સદગુણ સાઠ.
૪૦૦.

ટંકશાલી સીકકો ખરો=સલુકાઇનો જાણ,
સલુકાઈથી સાફ કર=હૈયું આરસપાણ.
૪૦૧.

સંતોષી થઈ રહે સદા=સલુકાઈ દરમ્યાન,
**'રૂસી'** એ સત જાણજે=ખુદાઈ છે ફરમાન.
૪૦૨.



# ભલાઈ

સિવા ભલાઈ જગતમાં=કરતો ના વેપાર,
ભરે તો ભરજે તું સદા-ભલાઇનો ભંડાર.
૪૦૩.

ભલું ભલાઈથી થશે=ભલો ભલાંનો સાર,
જગમાં ઝાઝું તેજ કર ભલાઇ તણું બાજાર.
૪૦૪.

ભલું વિચારે, ભલું કરે=ભલી ઉચ્ચારે વાણ,
જગમાં તું સત જાણજે તેજ હીરાની ખાણ.
૪૦૫.

ભલા વિચારોથી થશે-કામ ભલાં સુજાણ,
જગમાં રૂડા શબ્દોથી-કદી ન થાશે હાન.
૪૦૬.

ભલું, ભલાઈમાં સદા-ભલે, ભલો અંજામ,
બંદા જગમાં જાણજે-ભલાઇમાં છે નામ.
૪૦૭.

ધરે તો બંદા ધર સદા=ભલાઇની તું હામ,
જગમાં તુંને આવશે=ભલાઇ આખર કામ.
૪૦૮.

ભલું પરાયાનું કરો=જન્મી જગ દરમ્યાન,
જગમાં તેનું રહી જશે=અંમર નામ નિશાન.
૪૦૯.

માનવ જન્મી જગતમાં=ધર ભલાઈનું ધ્યાન,
સત કરી દીલથી જાણજે=છે તેમાં કલ્યાણ.
૪૧૦.

ભલાઇના ભવ સિંધુમાં=તેરવ તનની નાવ.
સહેજે પાર ઉતારશે=ભલાઈ પર ધર ભાવ.
૪૧૧.

પાસા ફેંકો ભલાઇના=પડશે તર્યાપાવ,
**'રૂસી'** જગમાં આવશે=વારંવાર નહીં દાવ.
૪૧૨.



# બદી.

બદી ન કરતો કોઈથી=બંદા સાંભળ વાત,
બદીથી જોશે જગતમાં=બુરાઈ દહાડો રાત.
૪૧૩.

બુરાઓની બુરાઈનો છે બુરો અંજામ,
માટે ભીડતો ના કદી=બુરાઈની તું હામ.
૪૧૪.

બુરો છોડે ના કદી=બુરાઈ કેરાં કામ,
પોતે રૂસ્વા થઈ, કરે=બીજાંને બદનામ.
૪૧૫.

કદી ન બંદા કર બદી=બદી બુરૂ પાપ,
નર્કો જગમાં જાણજે=બદી નર્કનું માપ.
૪૧૬.

મૂળ બદી છે પાપનું=ઉપાય એટલું કાપ,
કારણ પડશે કાળની=એકાએકી થાપ.
૪૧૭.

તજ બંદા તું જગતમાં=બદી તણો વેપાર,
એક દી તુને લઈ જશે=બદી નર્કને દ્વાર.
૪૧૮.

બદલો બદ છે બુરાઈનો=બુરાઇ કરશે ઠાર,
જીત કદી જોશે નહીં=બુરાઈમાં છે હાર.
૪૧૯.

બુરામાં બુરી ઘણી=બુરાઈની છે જાલ,
માટે ચાલે જગતમાં=જોઈ વિચારી ચાલ.
૪૨૦.

સત સંગ્રામે કામ શું=બદીની આવે ઢાળ,
માનવી જગમાં જાણજે=બુરાઇ જીવનો કાળ.
૪૨૧.

બદકારી બંદા કદી=કરતો ના અંજાણ,
જરૂર જગમાં જાણજે=બદી નર્કની ખાણ.
૪૨૨.

બદીનું ફળ ભયભિત છે=બદીનો બદ અંજામ,
રે! આ જગમાં છે બદી=દોજખ કેરૂ ધામ.
૪૨૩.

બદી ન કરતો કોઇથી=બદીનો બદલો બદ,
જગમાં જોશે રંજ બહુ=બદી થકી બેહદ.
૪૨૪.

જન્મી જગમાં જે કરે=બદકારી બદકાર,
[1]નીશંક જાણો જગતમાં=ધૂળ તેનો અવતાર.
૪૨૫.

બુરાં કામો બદ કરે=બુરાં બોલે વેંણ,
જગમાં તે બદકાર છે=બુરાં જેના નેંણ.
૪૨૬.

બુરા ખ્યાલો લાવતાં=બુરા નિકળે બોલ,
બુરાં કામો નિપજે=જ્ઞાની કરજે તોલ.
૪૨૭.

બદલો બદનો પામશે=બુરો બહુ બદકાર,
બંદા કરતો ના કદી=બદી તણો રોજગાર.
૪૨૮.

બદબખ્તિ બંદા સમજ=બદીમાં છે નિર્ધાર,
બુરે બુરૂ પામશે= 'રૂસી' વાત વિચાર.
૪૨૯.

૧—ચોક્કસ.

# સખી.

સખી સદા સંસારમાં=પામે જગનું સુખ,
સારી જગમાં જાણજો=નખે ન જેને દુઃખ.
૪૩૦.

સખી સખાવતની સદા=રાખે ભારે ભુખ,
સારી જગમાં રહે સદા=સખીનું હસ્તું મુખ.
૪૩૧.

સખી સદા સંસારમાં=રહે સુખથી ભરપુર,
આ જગમાં તમ જાણજો=બલા સખીની દુર.
૪૩૨.

સખી સખાવતનો સદા=બની રહે આતુર,
જેના મુખ પર છે સદા=તે યઝદાંનું નુર.
૪૩૩.

સખી નરો સંસારમાં=સદા રહો ધનવાન,
કારણ જેઓ રંકને=બક્ષે જીવતદાન.
૪૩૪.

સખી નરો સંસારમાં=અમર રહો ગુણવાન,
જે કોઈ પાલે રંકને=તેજ ખરો ઇન્સાન.
૪૩૫.

સખી સદા સંસારમાં=સુખ્યાં રહો નરનાર,
જગમાં રંકોના જેઓ=ખરે છે પાલનહાર.
૪૩૬.

સખી જીવો સસારમાં=રંકોનો આધાર,
જગમાં મરજો સો ભલે=મરો ન એક દાતાર.
૪૩૭.

સખી સખાવતમાં શુરો=સખાવતે ખુશહાલ.
છે જેના ઉપર સદા=રાજી દીનદયાલ.[1]
૪૩૮.

સખી સખાવતથી કદી=હટે નહીં કોઈ કાલ,
**'રૂસી'** એવા જીવજો=સદા પ્રભુના લાલ.
૪૩૯.



૧–પરમેશ્વર.

# પાપ.

કાપ બુરો છે પાપનો=કદી ન છોડે દાવ,
જાણો પાપે એકના=ડુબે સોની નાવ.
૪૪૦.

સર્વેથી બુરો ઘણો=પાપ તણો છે ઘાવ,
માટે પાપોમાં નહીં=નાહક ગોટાં ખાવ.
૪૪૧.

પાપ પૂર્વના શ્રાપ છે=નથી પાપમાં સુખ,
જરૂર જાણો પાપમાં સદા સમાયું દુઃખ.
૪૪૨.

પાપે મન ભર્યું જેનું=પાપેજ ભર્યું મુખ,
પાપે ભર્યુ પેટ તો=પુણ્ય તણી ક્યાં ભુખ?
૪૪૩.

પાપી જન્મે પૃથ્વિમાં=પાપ તણી લઈ ડોર,
છે શું શું સુખ સ્વર્ગનાં=તે જાણે શું ઢોર?
૪૪૪.

પાપી પુરો પાપમાં=બની રહે તરબોર,
[1]નિજના છિદ્રો ઢાંકવા=ગણે શાહુને ચોર.
૪૪૫.

પાપ પાપ ને પાપમાં=પાપીઓ ચકચુર,
પૂણ્યવાન ભૂખ્યા મરે=દુષ્ટ જમે ભરપુર.
૪૪૬.

પાપ તણી તજ જાપ તુ=પાપ થકી રહે દુર,
બંદા પાપે ડુબશે=કહેવું માન જરૂર.
૪૪૭.

પાપીઓ જગમાં નહીં=પાપ કરી પસ્તાય,
કયાંથી જ્ઞાની જગતમાં=તે નર મુક્તિ પાય.
૪૪૮.

સૃષ્ટિમાં સૌથી બુરો=પાપ તણો સંતાપ,
જ્ઞાની હોય તું માનવી=કદી ન કરતો પાપ.
૪૪૯.

પાપ કદી બોલે નહીં=મુખથી આપોઆપ,
'રૂસી' આખર મારશે પાપ તણો પરિતાપ.
૪૫૦.

૧–પોતાના.

# સુસંગી.

સુસંગીના સંગમાં=રહો સદા નરનાર,
માનવી જગમાં જાણજે=સારે સારા સાર.
૪૫૧.

સુસંગીના સંગમાં=સુફળ છે નિર્ધાર,
માટે સત સંગે રહો=તરસો ભવની પાર.
૪૫૨.

સુસંગીના સંગમાં=સાર રૂડો સર્યામ,
જગમાં પાછળ રહી જશે=સુસંગે સત નામ.
૪૫૩

સુસંગીના સંગમાં=સદા સુધરશે કામ,
બંદા ભીડજે તું સદા=સુસંગ માટે હામ.
૪૫૪.

સુસંગીની પ્રિત છે=સદા સુખનું રાજ,
જગમાં તું સત જાણજે=સુસંગે રહે લાજ.
૪૫૫

સુસંગીના સંગથી=જ્ઞાન ગલીમાં ગાજ,
જરૂર સુધરી સૌ જશે=જગમાં ત્હારાં કાજ.
૪૫૬.

સુસંગીની પ્રિતમાં=લાખ ઘણું છે સુખ,
મરતાં સુધી દેખશે=એક રતી ના દુઃખ.
૪૫૭.

સુસંગીની પ્રિતમાં=રહેશે હસ્તું મુખ,
માટે જગમાં રાખજે=સત સંગતની ભુખ.
૪૫૮.

સુસંગીના સંગથી=અગર હશે હયવાન,
તે પણ નક્કી થઈ જશે=ખરેખરો ઇન્સાન.
૪૫૯.

સુસંગીના સંગમાં=જાણ સલામ ! જાન,
'રૂસી' જગમાં જન્મ લઇ=રહે સતસંગ દરમ્યાન.
૪૬૦.



# કુસંગી.

કુસંગીનો સંગ તજો=કુસંગે છે હાન,
જાણો એક તો પત જશે=બીજો જાશે પ્રાણ.
૪૬૧.

કુસંગીનો સંગ તજો=ફસો નહીં અંજાણ,
ચેતી જગમાં ચાલજો=ચિમટી બંધે કાન.
૪૬૨.

કુસંગીના સંગમાં=નામ થશે બદનામ,
જગમાં કુસંગે કદી=નહીં સુધરશે કામ.
૪૬૩.

કુસંગીના સંગમાં=ભટકી થામેથામ,
રૂસવા જગમાં બહુ થશો=ઇઝ્ઝત કોડી દામ.
૪૬૪.

કુસંગીના સંગથી=કુછંદી જણ થાય,
જીત્યો તે નર જગતમાં=દુર તેથી કોઈ જાય.
૪૬૫.

કુસંગીની પ્રિતમાં=પડી જો કોઈ અટવાય,
દુ:ખના ભારી ડુંગરો=નીચે તે કચડાય.
૪૬૬.

કુસંગીની પ્રિતમાં=સુખ કદી નવ હોય,
બંદા જાણી જોઇને=કાં તું લજ્જા ખોય ?
૪૬૭.

કુસંગીની પ્રિતમાં=ફસ્યો સુજણ કોય,
તો તમ જાણો દુ:ખ સીવા=તે બીજું શું જોય ?
૪૬૮.

કુસંગીની પ્રિતમાં=જે ફસ્યાં નરનાર,
જાણો દિલથી જગતમાં=ધૃળ તેનો અવતાર.
૪૬૯.

કુસંગીના સંગમાં=થાશો સદા ખ્વાર,
**'રૂસી'** જાણો જગતમાં=ઇઝ્ઝત પારાવાર.
૪૭૦.



# મહેનત.

મહેનત કર તું માનવી=મહેનતમાં છે ધન,
બંદા મળશે ધન નહીં=તો પણ મળશે અન્ન.
૪૭૧.

મહેનત કાજે માનવી=સર્જાયું છે તન,
માટે ત્હારૂં રોકજે=મહેનત ઉપર મન.
૪૭૨.

મહેનત કરજે માનવી=છે જેમાં ધનધાન,
જે છે માણસ આળસુ=તે છે પશુ સમાન.
૪૭૩.

મહેનત કરજે માનવી=જન્મી જગ દરમ્યાન,
જગમાં મહેનત કાજ તો=સર્જાયું ઈન્સાન.
૪૭૪.

મહેનત કર તું માનવી=છે જેમાં ના લાજ,
બંદા ધર હૈયે ઉમંગ=મહેનત કરવા કાજ.
૪૭૫.

મહેનતમાં છે માનવી=જરૂર સુખનું રાજ,
રહે છે માણુસ આળસુ=દુર વાતે મહોતાજ.
૪૭૬.

મહેનત કરજે માનવી=મળશે અમૃત રસ,
બંદા મહેનત પર જરૂર=કમ્મર ત્હારી કસ.
૪૭૭.

મહેનત કરજે માનવી=રગડી તનની નસ,
મનથી આળસને તજી=ઉમંગ ધરજે બસ.
૪૭૮.

મહેનત કરજે માનવી=છે મહેનતમાં સુખ,
જો તું રહેશે આળસુ=જોશે ભારી દુઃખ.
૪૭૯.

મહેનત કર તું માનવી=રાખી સુખની ભુખ,
'રૂસી' માણુસ મહેનતું=વ્હાલું સો સનમુખ.
૪૮૦.



# ખરો દોસ્ત.

દોસ્ત ખરો તે જાણજે=દુઃખમાં આવે કામ,
પ્રેમી એવા દોસ્તથી=રહેશે લાજ તમામ.
૪૮૧.

દોસ્ત ખરો તે જાણજે=દુઃખમાં ભીડે હામ,
બાહદુર એવા દોસ્તને=રહેજે થઇ ગુલામ.
૪૮૨.

દોસ્ત ખરો તે જાણજે=રહે આફતમાં પાસ,
જગમાં એવા દોસ્તનો=થઇ રહેજે તું દાસ.
૪૮૩.

દોસ્ત ખરો તે જાણજે=દુઃખનો સાથી ખાસ,
રૂડા એવા દોસ્ત પર=બાંધ સદા તું આશ.
૪૮૪.

દોસ્ત ખરો તે જાણજે=રાખે છાનો ભેદ,
એવા જાની દોસ્તથી=કદી ન જોશે ખેદ.
૪૮૫.

દોસ્ત ખરો તે જાણજે=નહીં આંખોમાં કેદ,
જગમાં એવા દોસ્તથી=પડશે પાર ઉમેદ.
૪૮૬.

દોસ્ત ખરો તે જાણજે=પર્માર્થમાં પૂર,
રૂડાં એવા દોસ્તથી=મળશે સુખ જરૂર.
૪૮૭.

દોસ્ત ખરો તે જાણજે=રૂડી ખસ્લત હોય,
ઘર જાએ જો દોસ્તના=સાફ નજરથી જોય.
૪૮૮.

દોસ્ત કરે તો કર ગુણી=પરદુ:ખભંજન કોય,
**'રૂસી'** કારણુ દોસ્તને=પ્રાણુ પોતાનો ખોય.
૪૮૯.



# ખોટો દોસ્ત.

દોસ્ત તેને ના જાણજે=દિલનો હોય નાદાન,
સો દરજ્જે તેથી ભલો=શત્રુ કોઈ ગુણવાન.
૪૯૦.

દોસ્ત તેને ના જાણજે=નહીં જેનામાં જ્ઞાન,
જગમાં એવા દોસ્તથી=બચાવ ન્હારો જાન.
૪૯૧

દોસ્ત તેને ના જાણજે=હોય મૂર્ખનો રાય,
ભૂંડા એવા દોસ્તથી ઇજ્જત કો'દી જાય.
૪૯૨.

દોસ્ત નહીં એવો કરો=હોય અક્કલથી વેર,
ભૂંડા એવા દોસ્તથી જરૂર ભાંગે ઘેર.
૪૯૩.

દોસ્ત નહીં એવો કરો=દુધ બુંદમાં ફેર,
'રૂસી' એવા દોસ્તથી રૂસ્વા શાહેરો શાહેર.
૪૯૪.

# નિન્દા.

નિન્દા કરવી નેહેસ્ત છે-તજ નિન્દા નાદાન,
નિન્દકને તું જાણજે-ભસતા શ્વાન સમાન.

૪૯૫.

નિન્દક રહે છે જગતમાં-પૈ પૈનો મોહતાજ,
જાણો જગમાં તે છતાં-નિન્દકને નહીં લાજ.

૪૯૬.

નિન્દામાં નુકસાન છે-નફો કદી ના હોય,
કાં બંદા તું હાથથી-સુખ સ્વર્ગનું ખોય.

૪૯૭.

ધુએ ધોબી દામ લઈ ચિઠડાં મેલાં કોય,
પાપ પરાયું માનવી-કાં તું ફોકટ ધોય.

૪૯૮.

નિન્દા જગમાં જાણજે છે ખંજરની ધાર,
માટે તજ નિન્દા તણો-જગમાં તું વેપાર.

૪૯૯.

હાથ ઉઠાવી લે હવે=નિન્દાથી નિર્ધાર,
નહીં તો બંદા જાણજે=છે દોજખમાં ઠાર.
૫૦૦.

નિન્દા ઘર છે પાપનું=ભયભિત ને ભેંકાર,
માટે નિન્દા છોડજે=તો થાશે ઉદ્ધાર.
૫૦૧.

નિન્દા ભૂંડી ચીજ છે=સંકટ કેરી જાળ,
આખર નિન્દામાં થશે=જરૂર પાયામાલ.
૫૦૨.

નિન્દા ભૂંડી ચીજ છે=નિન્દા જીવનો કાળ,
કરશે તુજને ખ્વાર જે=ચેતી જગમાં ચાલ.
૫૦૩.

નિન્દા કરતાં પારકી=પાપે ઘડો ભરાય,
જગમાં બોજો પાપનો=માથે ભેગો થાય.
૫૦૪.

નિન્દા કરવી નેહેસ્ત છે=જન્મી જગ દરમ્યાન,
'રૂસી' કહે રોજી ઘટે=ઘટે બીજું ધનધાન.
૫૦૫.

# પરનિન્દા.

પરનિન્દામાં માનવી=મન ત્હારૂં ના રોક,
જઇને પડશે નર્કમાં=પાછળ મુકશે પોક.
૫૦૬.

પરનિન્દાથી માનવી=ફેરવ ત્હારી ડોક,
જન્મી પરનિન્દા તણો=કદી ન ભણતો શ્લોક.
૫૦૭.

પરનિન્દા છે માનવી=મહા પાપોનું કામ,
જરૂર નર્કે જાણજો=નિન્દક કેરૂં ધામ.
૫૦૮.

પરનિન્દાથી માનવી=મન મેલું તુંજ થામ,
ના તો થાશે જગતમાં=જરૂર તું બદનામ.
૫૦૯.

પરનિન્દા જેવું નથી=જબુન બીજું પાપ,
સમજો નિન્દામાં બીજું=નથી સિવા સંતાપ.
૫૧૦.

પરનિન્દા છે ડાકણી=પાડે પેટે કાપ,
માટે જપતો ના કદી=પરનિન્દાની જાપ.
૫૧૧.

પરનિન્દા ભૂંડી તજી=સીધે રસ્તે ચાલ,
રજભર કરતો ના કદી=પરનિન્દાનો ખ્યાલ.
૫૧૨.

પરનિન્દાનો વેપલો=છે આફ્તની જાલ,
ફોકટ પરનિન્દા કરી=ઘર નિજનું ના ઘાલ.
૫૧૩.

પરનિન્દા કરવી બુરી=છે બહુ પાપ જબુન,
કર ને જો એ છે ખરો=કુદરતનો કાનુન.
૫૧૪.

પરનિન્દાથી માનવી=ઘટશે તનનું ખુન,
તુજમાં ડાહ્યપણ હોય તો=સુબોધ મ્હારો સુણ.
૫૧૫.

પરનિન્દામાં પાપીઓ=હરે પરાયું પાપ,
**'રૂસી'** જે ઉપર પડો=સદા પ્રભુના શ્રાપ.
૫૧૬.

# ચઢતી.

ચઢતી ત્હારી જોઇને=ચાહશે સૌ નિર્ધાર,
ચઢતીમાં ત્હારી થશે=અનેક તાબેદાર.
૫૧૭.

ચઢતીમાં વ્હાશે તને=કુટુંબ ને પરિવાર,
જાણો ઘરની નાર બી=નમશે સો સો વાર.
૫૧૮.

ચઢતી સુખનું નામ છે=ચઢતી સુખનું ધામ,
ચઢતીમાં ઉંચો ચઢે=હલકો હોય હજામ.
૫૧૯.

રંગ ચઢતીનો જોઈ સૌ=ગજગજ નમે તમામ,
જાણો એવો ચઢતીનો=છે સૌ દોડદમામ.
૫૨૦.

ચઢતીમાં ચોપાસથી=મળે અનુપમ માન,
ચઢતીને તું જાણજે=સ્વર્ગીય સુખ સમાન.
૫૨૧.

ચઢતીમાં જણુ પારકાં=પોતાના થઈ જાય,
એવું ચઢતીનું ચલણુ=ચોખ્ખું અંકાય.
૫૨૨.

ચઢતીની છે ચ્હેલમ્હેલ=જ્યાં જોશો ત્યાં ખાસ,
ડંકો ભારી ચઢતીનો=વાગે ચારો પાસ.
૫૨૩.

ચઢતી કોઈની રહી નહીં=રહ્યાં ન રાજો તાજ.
જે કે કાલે શાહ હતા–આજ થયા તારાજ.
૫૨૪.

ફુલતો ના મનથી કદી=જોઇ ચઢતીનું રાજ,
જાણો ચઢયા જે ઘણાં=તે પડવાને કાજ.
૫૨૫.

ચઢતી ત્હારી જોઇને=ધરશે સૌ કોઇ હાથ,
પણ તે પડતી આવતાં=કદી ન દેશે સાથ.
૫૨૬.

ચઢતી જોઇ સૌ જણો=ધરશે તુજને બાથ,
**'રૂસી'** દુર ખસ્તા થશે–હાલત જોઈ અનાથ.
૫૨૭.

# પડતી.

પડતી ત્હારી જોઇને=પાર પડોશી ખાસ,
જગમાં તુંને જાણજે-દેશે ભારી ત્રાસ.
૫૨૮.

પડતીના દુઃખ લાખ છે=જ્ઞાની કરજે ક્યાસ,
જરૂર જગમાં જાણજે=પડતી પર પચાસ.
૫૨૯.

ભૂડાં દુઃખ પડતી તણાં=મારે છુપ્યો માર,
જરૂર પડતીમાં થશે=દુઃખથી નર લાચાર.
૫૩૦.

પડતીમાં શરા નરો=શેરોને જીતનાર,
જરૂર ખાશે જગતમાં=કાયરથી તે હાર.
૫૩૧.

પડતીમાં સ્નેહી સગાં=મિત્રો ખાસોઆમ.
કોઇબી તુંને આવશે=કદી ન જગમાં કામ.
૫૩૨.

પડતીમાં નારી તજી=જશે પરાયે ધામ,
રૂસ્વા ભારે તું થશે=ઘરઘર ગામેગામ.
૫૩૩.

પડતીનો પાયો અબળ=નહી સબળ તું માન.
બંદા જે પર આશાનું=કદી ન બાંધ મકાન.
૫૩૪.

પડતીમાં પડશે નિચે=ઉંચેથી ઈન્સાન,
બંદા રહેશે સર્વદા=ભયમાં ત્હારો જાન.
૫૩૫.

પાસો બુરો પડતીનો=પડે ન સીધો કોય,
જગમાં જીતશે ના કદી=વધુ શું કરવા ખોય.
૫૩૬.

પડયો ઉઠે ના કદી=પડતી જેની હોય,
'રૂસી' જગમાં તે બીજું=કષ્ટ વિના શું જોય?
૫૩૭.



# દુઃખમાં દુઃખ શું?

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=તુટે ભવની પાળ,
ઝાઝુ મહા દુઃખ બીજું=ખોટું આવે આળ.[1]
૫૩૮.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=કપુત જેના બાળ,
જાણો એ કરતાં ભલો=માત પિતાનો કાળ.
૫૩૯.

દુઃખમાં દુઃખ છે બાળને માત પિતા બદફેલ.
જેનો સંગ કાશી જવો=જાણો બહુ મુશકેલ.
૫૪૦.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=ઘર નારી વંઠેલ,
જાણો તે ભર્થારનો=જન્મ બગડયો ખેલ.
૫૪૧.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=નારીનો ભર્થાર,
કર્મે મળ્યો હોય ભૂંડો=ધૂળ તેનો અવતાર.
૫૪૨.

૧–તહોમત.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=ગરીબડો સંસાર,
ઘરમાં એક રળનાર ને=ખાનારાં જણ બાર.
૫૪૩.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=ભાંગે કોઇનું ઘેર,
જગમાં તેને જાણજો=સુખ સાથે છે વેર.
૫૪૪.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=રાજ્ય તરફનો કહેર,
જાણો જીવની હાન છે=વસ્વું તેને શહેર.
૫૪૫.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=બેઇન્સાફી રાજ,
ભૂંડાં એવાં રાજ્યમાં=રૈયત છે તારાજ.
૫૪૬.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=જો રૈયત નારાજ,
ભયમાં તે શાહનું સદા=રહે રાજ ને તાજ.
૫૪૭.

દુઃખ મ્હોટું, શ્રીમંત જેના=હોય માત ને તાત,
તોય તેના બાળકો=ટવળે ખાવા ભાત.
૫૪૮.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=કરજ પરાયું ખાસ,
લાગે ખાવા ભૂખ નહીં=ના પાણીની પ્યાસ.
૫૪૯.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=ગરીબાઇનો ત્રાસ,
એવું બીજું દુઃખ નથી=ધર્તિની ચોપાસ.
૫૫૦.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=ના દુઃખ એવું કોય,
જાણો જે કોઈ વાંઝણી=નારી જગમાં હોય.
૫૫૧.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=જીવતો સ્વામી ખોય
જગમાં તે અબળા સદા=હાથ સુખોથી ધોય.
૫૫૨.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=જો તુટો સંસાર,
જીવતાં પણ જુદાં કદી=પડયાં જે નર નાર.
૫૫૩.

દુઃખમાં દુઃખ મહા દુઃખ છે=રાંડે જે ભરથાર,
**'રૂસી'** સુખ્યો તે નહીં=ભલે ફરે ભવ ચાર,
૫૫૪.

# સુખમાં સુખ શું?

સુખમાં સુખ તેને સદા=હોય લક્ષ્મિનો લાગ,
જાણો તેના સર ઉપર--રહે ઇઝઝતની પાગ.[1]
૫૫૫.

સુખમાં સુખ તે નારને=સોવાસણ સોહાગ,[2]
જરૂર જગમાં જાણજો=ધનધન તેનું ભાગ.
૫૫૬.

સુખમાં સુખ તેને સદા--સપુત જેના બાળ,
જગમાં તેના જાણજો=માતપિતા છે નેહાલ.
૫૫૭.

સુખમાં સુખ છે સર્વદા નેક જેની હોય ચાલ,
બીજું એથી સુખ સરસ=ના મળશે કોઇ કાલ
૫૫૮.

સુખમાં સુખ મહા સુખ છે=અખંડ જેનું ઘર,
જ્યાદા એથી સુખ સરસ--મળશે નહીં પળભર.
૫૫૯.

૧-પાઘડી. ૨-સૌભાગ્યવંતી.

સુખમાં સુખ મહા સુખ છે=જમીન, જોરૂ, જર,
જગમાં એ વિન જાણજો=છે આ ધૂળ જીવતર.

૫૬૦.

સુખમાં સુખ મહા સુખ છે=સલાહ સંપનું સુખ,
જે જે ઘરમાં સંપ છે=હસ્તાં છે ત્યાં મુખ.

૫૬૧.

સુખમાં સુખ મહા સુખ છે=હોય ભક્તિની ભુખ,
જાણો તે છે સુખરૂ=સાહેબની સન્મુખ.

૫૬૨.

સુખમાં સુખ મહા સુખ છે=સંપીલો સંસાર,
જ્ઞાની જગમાં જાણજો=તેજ સુખી નરનાર.

૫૬૩.

સુખમાં સુખ મહા સુખ છે=તનનું સુખ નિર્ધાર,
બીજું એવું સુખ નથી=જગમાં કોઈ જીનહાર

૫૬૪.

સુખમાં સુખ તેને સદા=સાચ પુરૂષ હોય કોય,
જેને વિઘ્નો સો નડે=સાચ કદી ના ખોય.

૫૬૫.

સુખમાં સુખ તેને સદા=શાંન્તિ મનને હોય,
ખરેજ તે નર જાણજો=સુખ અનુપમ જોય.

૫૬૬.

સુખમાં સુખ મહા સુખ છે=નારી નીતિવાન,
કોઈ એવું તો સુખ નથી=બીજું કાંની જેહાન.

૫૬૭.

સુખમાં સુખ મહા સુખ છે=હોય પતિ કુળવાન,
દીલથી નારીને ગણે=એ તનમાં એક જાન.

૫૬૮.

સુખમાં સુખ મહા સુખ છે=સલાહ સંપ ચોમેર,
મનથી કરજો ખાતરી=પૂછી ઘેરો ઘેર.

૫૬૯.

સુખમાં સુખ મહા સુખ છે=જે પર હરીની મહેર,
જરૂર જગમાં જાણજો=તે ઘર લીલાં લહેર.

૫૭૦.

સુખમાં સુખ જે પાદશાહ=ઈન્સાફી હર હાલ,
હરદમ તેના રાજ્યમાં=રૈયત હોય ખુશાલ.

૫૭૧.

સુખમાં સુખ તે રાજ્યને=રૈયત માલામાલ,
દીલમાં તેને ભય નથી=શત્રુનો કોઈ કાલ.

૫૭૨.

સુખમાં સુખ મહા સુખ છે=ફરજંદ તાબેદાર,
જાણો તે માબાપના=સુખ તણો નહીં પાર.

૫૭૩.

સુખમાં સુખ જે આદમી=મનનો મિલનસાર,
દીલનો સાચો હોય, વળી=નેકીનો ભંડાર.

૫૭૪.

સુખમાં સુખ મહા સુખ છે=જે ઘર ધનના ઢગ,
જ્ઞાની જગમાં જાણજો=પૂંજાય તેના પગ.

૫૭૫.

સુખમાં સુખ તેને સદા=ઝુંકે જેને જગ,
'રૂસી' બીજું સુખ છે=જેનો મ્હોટો વગ.

૫૭૬.



# પ્યાર.

પ્યાર ખરો સંસારમાં=નર નારીનો હોય,
તે જેવું જોડું સુખી=હોય બીજું ના કોય.
૫૭૭.

નિર્મળ પ્યારે જગતમાં=જોડું સુખ બહુ જોય,
પ્યાર વિના સંસારમાં=જન્મ અકારત ખોય.
૫૭૮.

પ્યાર અમૂલ એક ચીજ છે=પામે કીસમતદાર,
પરણે જોડું પ્યાર વિન=ધૂળ તેનો અવતાર.
૫૭૯.

પ્યાર અમૂલ એક ચીજ છે=ઈન્સાનોને કાજ,
જરૂર જગમાં જાણજો=પ્યાર સુખનો સાજ.
૫૮૦.

પ્યાર વૈભવ જગતનો=પ્યાર છે સરનું તાજ,
જ્ઞાની જગમાં જાણજો=પ્યાર જેવું ના રાજ.
૫૮૧.

ભર્યો જેમાં હોય અખુટ=પરમેશ્વરનો પ્યાર,
બંદો તે જેવો નથી=કોઈ પણ કીસમતદાર.
૫૮૨.

પ્યાર ખરો સંસારમાં=વહેતાં જળની ધાર,
જગમાં નિર્મળ રાખજે=સઉ પર ત્હારો પ્યાર.
૫૮૩.

પ્યારનો પર્વત શ્રેષ્ટ છે=ચઢે મુસાફર કોઈ,
જરૂર જગમાં જાણજે=તેણે દુન્યા જોઈ.
૫૮૪.

જે જણ બેઠો જગતમાં=પ્યારથી હાથો ધોઈ,
જાણો તેણે જગતમાં=જન્મી દુન્યા ખોઈ.
૫૮૫.

મતલબ કેરા પ્યારના=ફાંદાને દરમ્યાન,
બંદા પડશે જો કદી=ખોશે આદરમાન.
૫૮૬.

પ્યાર ખરો કુલ પ્યારમાં=છે ઇશ્વરી અમૂલ,
'રૂસી' એવા પ્યારમાં=કદી ન કરતો ભૂલ.
૫૮૭.

# ગર્વ.

માલ હવેલી માનવી=જ્યાંના ત્યાં રહેનાર,
મૂરખ જે ઉપર કહી=ગર્વ ન કર લગાર.
૫૮૮.

મોટાં મોટાં માનવી=દુન્યામાં જરદાર,
જાણો ગર્વ કાજ સઉ=થઈ બેઠા છે ખ્વાર.
૫૮૯.

ગર્વ એવો દૈત્ય છે=ઘુસે અંતર ધામ,
જાણો તે નરનું કરે=પળમાં કામ તમામ.
૫૯૦.

ગર્વ એવો દૈત્ય છે=ભૂલે ન લેજે નામ,
કરશે તુને જગતમાં=શરમિન્દો સરિયામ.
૫૯૧.

ઘર ખાલી છે ગર્વનું=બંદા કરજે ખ્યાલ,
સૌથી ભૂંડો ગર્વ છે=કરશે પાયામાલ.
૫૯૨.

ઘર ખાલી છે ગર્વનું=ગર્વ ન કર કોઇ કાલ,
નહી તો બુરો જાણજો=જગમાં થાશે હાલ.

૫૯૩.

ઘર ખાલી છે ગર્વનું=ગર્વ ન મનમાં આણ,
જરૂર ધનથી ધાનથી=કરશે ત્હારી હાન.

૫૯૪.

ગવ ન શોભે માનવી=ભલે તું રાજા હોય,
ગવ થકી નર જાણજે=દુ:ખના ડુંગર જોય.

૫૯૫.

ભલો ધનેતર હોય કદી=ગર્વ નહીં કર ખાસ,
પળખી રહેતો ના કદી=ઉભો ગર્વની પાસ.

૫૯૬.

ગર્વ કરી રાવણ મૂઓ=મહાબળી બળવાન,
દસ મોઢાં વીસ હાથનો=છતાં ગુમાવ્યો જાન.

૫૯૭.

શાહ જમશીદ જેવો થયો=ના કોઈ જગ દરમ્યાન,
**'રૂસી'** ખોયું ગર્વથી=જેણે વયેઝ ઈરાન.

૫૯૮.

# નમનતાઈ.

નમતો નર નામી સદા=જગને ગમતો હોય,
જગમાં જાણો તે વળી=ન્યામત જમતો હોય.

૫૯૯.

નમવું તે તો ઇશને=નમવું બીજું માત,
ત્રીજું નમવું સદગુરૂ=ચોથું નમવું તાત.

૬૦૦.

નમતો નર નીચાણમાં=રહે સૌની સંગાત,
અંતે પાછળ રહી જશે=તુજ કીર્તિની વાત.

૬૦૧.

નમ્યો નર ગમ્યો ઘણો=પરમેશ્વરની પાસ,
જમ્યો ન્યામત સુખમાં=રમ્યો બારો માસ.

૬૦૨.

નમ્યો નિચે જે કદી=ખાસ પ્રભૂનો દાસ,
ચઢયો ઉંચે તે સદા=પામી પુરણ આશ.

૬૦૩.

નમજે નિચો માનવી=ચઢવું ઉંચે હોય,
જન્માં જ્ઞાની જગતમાં=તક ત્હારી કાં ખોય.
૬૦૪.

જન્મ ધરી જે માનવી=નમ્યો જગમાં કોય,
જરૂર તે જણ જાણજે=પરમ સુખોને જોય.
૬૦૫.

નમનતાઇનું જાણજે=સૌથી શ્રેષ્ટ નીચાણ,
જરૂર લઈ પોંહુચાડશે=જે તુજને ઉંચાણ.
૬૦૬.

નેવું ગુણ નમવા તણાં=માનવી જગમાં જાણ,
દસ ગુણ સારા શબ્દોના=વદ[1] વિવેકી વાણ.
૬૦૭.

નમતા પર ભમતો સદા=રહે અનાથનો નાથ,
આવી ત્હારાં કષ્ટમાં=સદા ભીડે જે બાથ.
૬૦૮.

નિચે જોઈ ચાલજે=નમનતાઈની સાથ,
'રૂસી' નમજે નેકને=જોડી બંધે હાથ.
૬૦૯.

૧—બોલ.

# બ્રિટીશ રાજ્યની બલીહારી.

ધન્ય ઇંગ્રેજી અમલ=ધન્ય જેનું રાજ,
જગમાં અમ્મર રહો સદા=ન્યાય ભરેલું તાજ.
૬૧૦.

ધન્ય ઇંગ્રેજી અમલ=હિન્દ માતાને કાજ,
વાઘો બકરી એક જગે=પીએ પાણી આજ.
૬૧૧.

ધન્ય ઇંગ્રેજી અમલ=ધન્ય જેની કળ,
તેત્રીશ કોટી જણ ઉપર=કળથી રાખેછ બળ.
૬૧૨.

ધન્ય ઇંગ્રેજી અમલ=આપે રૂડાં ફળ,
નીશ્ચય જેના રાજ્યમાં=જરા ન જાણો છળ.
૬૧૩.

ધન્ય ઇંગ્રેજી અમલ=લાખ તરેહનું સુખ,
જેની અદાલતમાં દીસે=ન્યાય દેવી સનમુખ.
૬૧૪.

ધન્ય ઇંગ્રેજી અમલ=કોઇ વાટે ના દુઃખ,
જગજગ જેના રાજ્યમાં=હસ્તાં સઉના મુખ.
૬૧૫.

ધન્ય ઇંગ્રેજી અમલ=હુન્નર લાખ હજાર,
જાણો જે હુન્નર તણા=કદી ન આવે પાર.
૬૧૬.

ધન્ય ઇંગ્રેજી અમલ=ટેલીફોન ને તાર,
પળકારે કારજ સરે=ઘડી ન લાગે વાર.
૬૧૭.

ધન્ય ઇંગ્રેજી અમલ=સૌમાં ત્હારી પહેલ,
દોડે ગાડી વરાળથી=નિચે જેની રેલ.
૬૧૮.

ધન્ય ઇંગ્રેજી અમલ=નહીં ઘોડા કે બએલ,
મોટરકારો દોડતી=ખુબ કરાવે સહેલ.
૬૧૯.

ધન્ય ઇંગ્રેજી અમલ=કીધાં એરોપ્લેન,
કેવું રૈયતને દીયે=એ રીતે સુખ ચેન.
૬૨૦.

ધન્ય ઇંગ્રેજી અમલ=શિક્ષણ રૂડાં વેંણ,
દીધાં રૈયત કારણે=દેખી ઠારે નેંણ.
૬૨૧.

ધન્ય ઇંગ્રેજી અમલ=શોધ નવી જે હાલ,
વાયરલેસે વ્યાપ્યો=કુદરત કેરો ખ્યાલ.
૬૨૨.

ધન્ય ઇંગ્રેજી અમલ=મસ દૂરબીનો હાલ,
શોધી જોવા કારણે=ગ્રહ મંડળની ચાલ.
૬૨૩.

ધન્ય ઇંગ્રેજી અમલ=એવા હુન્નર લાખ,
જગમાં તુજ વિદ્યા તણી=પુરે સાચી શાખ.
૬૨૪.

ધન્ય ઇંગ્રેજી અમલ=નહી રખાવટ રાખ,
જગમાં જેની કીર્તિને=કદી ન લાગે ઝાંખ.
૬૨૫.

ધન્ય ઇંગ્રેજી અમલ=ધન્ય ત્હારી જાત,
તુંજ કરે કળજુગમાં=અરવા સાથે વાત.
૬૨૬.

ધન્ય ઇંગ્રેજી અમલ=ધન તુજ દેશ વિલાત,
સુધરેલા કંઈ દેશને=નાખ્યા તેં પછાત.
૬૨૭.

ધન્ય ઇંગ્રેજી અમલ=વિજળી તાબેદાર,
ક્રોડો યંત્રો જે થકી=ચાલે ધમધોકાર.
૬૨૮.

ધન્ય ઇંગ્રેજી અમલ=તપો ભારતને દ્વાર,
'રૂસી' ઇચ્છે હુષ થી=બ્રિટીશ જયજયકાર.
૬૨૯.



# જીવ કાયાનો ઝઘડો.

ઝઘડો કાયા જીવ તણો=ચાલ્યો દિવસ એક,
જેથી ત્યાં તો જાણજો=વાત વધી ગઇ છેક.
૬૩૦.

જીવ બોલ્યો કાયા સમજ=હું ત્હારો માલેક,
ત્હારા કરતાં જગતમાં=મ્હારો ઉંચો ટેક.
૬૩૧.

કાયા બોલી રે! મૂરખ=ના કર ખોટી વાત,
મુજથી ત્હારૂં સ્થાન છે=મુજથી ત્હારી જાત.
૬૩૨.

જીવ કહે ઓ પાપીણી=કાયા તું કમજાત,
ગર ચાહું મનથી કદી=કરૂં પળકમાં ઘાત.
૬૩૩.

કાયા બોલી જીવ સમજ=તું છે બહુ અજ્ઞાન,
હુંજ પ્રથમ તૈયાર થઈ=પછી તું આવ્યો જાણ.
૬૩૪.

જીવ બોલ્યો કાયા તને=નથી કશાનું ભાન,
આગળથી મેં મોકલી=દઈ તુંને ફરમાન.
૬૩૫.

કાયા બોલી તુજ તણું=પોષણ મુજથી થાય,
મજાલ શું કે મુજ થકી=લેશ વધી તું જાય.
૬૩૬.

જીવ બોલ્યો હું તુંજ પતિ=તું મુજ નારી થાય,
દરજ્જો મુજ મોટો અતિ=ખાંડ શું મનમાં ખાય?
૬૩૭.

કાયા બોલી તેમ તો=ભલે માન તું તેમ,
પણ હું જગમાં હોત નહીં=પતિ તું બનતે કેમ?
૬૩૮.

જીવ બોલ્યો મરજી અગર=હતી પ્રભુની જેમ,
તેમ થયું 'રૂસી' સમજ=એ કુદરતની નેમ.
૬૩૯.



# પાંચો તત્વોનો ઝઘડો.

જળ, અગ્નિ, આકાશ, ને=ધર્તિ, તેજ પવન,
જંગ શુરૂ થઈ પાંચમાં=કહું જેનું વર્ણન.
૬૪૦.

આકાશ કહે મુજ સર્વથી=મ્હોટું નામ ગગન,
ચાહે તેને પીસનાર છું=મ્હારૂં એજ ચલણ.
૬૪૧.

સમજી વાણી આકાશની=પવનને લાગી ઝાંઝ,
કહે તુંજથી છે સૌ ઘણું=જગમાં મ્હારૂં રાજ.
૬૪૨.

ચાહું શહેરો ને ઘરો=પળે કરૂં તારાજ,
બળ મ્હારૂં સૌથી સરસ=સૌ મ્હારા મોહતાજ.
૬૪૩.

અગ્નિ કહે સાંભળ પવન=તજ ખોટી તકરાર,
તુંજ કરતાં હું શ્રેષ્ટ છું=નાશનો હું સરદાર.
૬૪૪.

અગ્નિ માતાની સુણી=વાણી ધર્તિ માત,
ક્રોધ કરી બોલી ઉઠી=સાંભળ અગ્નિ વાત.

૬૪૫.

હું પાલું ઇન્સાન, ને=કુલ જીવ જંતો જાત,
કુલ ધાતુ મુજ પેટમાં=ત્હારી શું અવકાત?

૬૪૬.

સમજી શબ્દો ધર્તિના=ચટકી ઉડયું જળ,
બોલ્યું સૌથી શ્રેષ્ટ છે=જગમાં મ્હારૂં બળ.

૬૪૭.

મ્હારા વિન જીવ જંતને=ઘડી પડે ના કળ,
સૌ મ્હારાં મોહતાજ છે=સૌમાં હુંજ પ્રબળ.

૬૪૮.

એ રીતે પાંચો લડે=પાંચો પામે ત્રાસ,
એવી કોણની તાબ છે=જાય છોડાવા પાસ.

૬૪૯.

કોણ નાનો મ્હોટો કહો=એ પાંચોમાં ખાસ,
જવાબ '**રૂસી**' આપશે=કરશે મૂર્ખા કયાસ.

૬૫૦.

# પંચભૂતોનું જંગ.

કામનગારો જગતમાં=કામ છે મ્હારૂં નામ,
જગમાં મ્હારા વિન નથી=ખાલી કોઈ બી ધામ.
૬૫૧.

કામ કહે હું માહુબળિ=ભયભિત મ્હારૂં કામ,
હું જેમાં બી જઈ વસુ=તેનું કામ તમામ.
૬૫૨.

ક્રોધ કહે તું મૂર્ખ છે=કામ સમજ નાદાન,
હું જેમાં બી જઈ વસુ=બચે ન તેનો જાન.
૬૫૩.

ભલા ભલા રાજન તણાં=રાજ કરૂં વેરાન,
જગમાં એવો ક્રોધ હું=માહુબળિ બળવાન.
૬૫૪.

લોભ કહે જૂઠા તમે=છો બંધે લડનાર,
જાણો જેમાં સ્થાન મુજ=કદી ન તે બચનાર.
૬૫૫.

લોભે લૂટું રાજ્યને=લૂટું નર ને નાર,
જગમાં મ્હારાથી તમે=કદી નથી જીતનાર.
૬૫૬.

મોહ કહે સમજો ત્રણ તમે=છોડો વાદ વિવાદ,
વાસો જેમાં જઈ કરૂં=કરૂં તેને બરબાદ.
૬૫૭.

મોહક મ્હારૂં નામ છે=સૌને મોંઢે યાદ,
એવો હું છું જગતમાં=તમ સૌનો ઉસ્તાદ.
૬૫૮.

મદ કહે તમ ચારો નહીં=જીતશો મુજથી દાવ,
માર્યા મેં કંઈ ભલભલા=અમીર ને ઉમરાવ.
૬૫૯.

મદ માણસનો કાળ હું=કરૂં જો કારી ઘાવ,
'રૂસી' તે બચવો કઠણ=સમજી મનમાં જાવ.
૬૬૦.



# હિન્દના સિતારાઓ.

દાદો હિન્દ માતા તણો=દાદાભાઈ ગુણવાન,
જનો જનેતા પુત્ર તો=જનજો એજ સમાન.
૬૬૧.

કીધાં દાદાભાઈએ=કેવાં કામો મહાન,
આજે અમ્મર રહી ગયું=દાદા નામ નિશાન.
૬૬૨.

સર ફીરોજશાહ ધન ત્હને=જગમાં રાખ્યો ટેક,
ખાલી જગ્યા તુજ તણી=મરજી જેમ માલેક.
૬૬૩.

વિર્લો હિન્દ માતા તણો=સર ફીરોજશાહ નેક,
તાજ વિનાનો શાહ ખરો=ત્રીશ કોટીમાં એક.
૬૬૪.

સર વાચ્છા ધનધન ત્હને=માહ જ્ઞાની ગુણવાન,
જગમાં કોઈ ના થશે=તું જેવો વિદવાન.
૬૬૫.

વાચ્છા વિર્લો વિશ્વમાં=એકજ છે ઇન્સાન,
ન્યારૂં છે સ્વરાજ્યનું=જેને હાથ સુકાન.
૬૬૬.

સપુત હિન્દ માતા તણો=તીલક માહ બળવંત,
કેવી સ્વદેશ કારણે=રાખી જેણે ખંત.
૬૬૭.

તીલક જેવો ના થયો=કોઈ સતવચની સંત,
લાવવા કાજે ખુશ હતો=જોહુકમીનો અંત.
૬૬૮.

વીરલો વીર સપુત ખરો=શૂરો ને રણધીર,
ગાંધી હીરો હિન્દનો=મોહનચંદ માહવીર.
૬૬૯.

મોહન મુર્લીધર તણો=પ્યારો ગાંધી વીર,
જાણો એવા માહત્મા=છે સંકટની ભીર.[1]
૬૭૦.

દેશ હિતકારી થઈ ગયો=રાનાડે રણશુર,
જગમાં કોઈ જાણજે=ના એવો ચતુર.
૬૭૧.

૧—મદદ.

રાનાડે રણુધીર હતો=બાહોશીમાં પૂર,
સેવા ભારી દેશની=કરવામાં ચકચૂર.
૬૭૨.

જ્ઞાની નર તે ગોખલે=થયો દેશનો દાસ,
જેણે માતા હિન્દની=ખુબ લીધી બરદાસ
૬૭૩.

ગુણવંતો તે ગોખલે=હિન્દને જેની આશ,
ચાલી કમભાગ્યે ગયો=જલદી જે કૈલાસ.[1]
૬૭૪.

દાદા, ફીરોઝ, વાચ્છા=ટીલક, ગાંધી વીર,
રાંનાડે, ને ગોખલે=સાત શૂરા રણુધીર.
૬૭૫.

સાતો હિન્દ માતા તણાં=સપુત જે શૂરવીર,
**'રૂસી'** જાણો દેશની=બેધારી શમશીર.
૬૭૬.



૧ બહીશ્તમાં.

# આતશ.

પરવર પાકની ધણી=બક્ષેશે જે ખાસ,
પામ્યા આદમી જગતમાં=આતશ તેમાં ખાસ.
૬૭૭.

આતશ રોશન પાક છે=આતશ નીમલ સાફ,
મલીનતાનો નાશ કરે=કરે જગતને શાદ.
૬૭૮.

દેવો નાપાકી વળી=ગલીચી સામે સૌ,
રોશન આતશ છે સદા=હથીયાર બળવાન બહુ
૬૭૯.

"આદર ખુરજીન" નેક છે=આદર ઇઝદ મહાન,
જરથોસ્ત સાહેબ લાવ્યા=દુન્યાને દરમ્યાન.
૬૮૦.

મઉકફોલ ખેડુતો ઉપર=રોશન રહે હરથાન,
લાકડ સુખડ વીન જળે=એવો તે નેકનામ.
૬૮૧.

આતશને દે માન સૌ=જાત અને પરજાત,
ધર્મ એકથી અનેકમાં=શ્રેષ્ટ એની ભાત.
૬૮૨.

આતશ પાક પવિત્ર=સૌમાં પાકી બુલંદ,
તેથી ગણ્યો દીનમાં=અહુરમઝદને પસંદ.
૬૮૩.

ભેટો નેક ભલી ધરો=સુગંધી સુવાસ,
અહુરના નુર નેકને=નમાવો સરખી પાસ.
૬૮૪.

ભક્તિ આતશ બુલંદની=ફળશે જગ દરમ્યાન,
આ અને તે ભવ વળી=મુકિત કેરી શાન.
૬૮૫.

'રૂસી' નમે નરમીથી=દીનમાં લાખો વાર,
પવિત્ર આતશ જોઈને=તંદરોસ્તી બક્ષનાર.
૬૮૬.



# પાણી.

જરથોસ્તી દીનમાં ભલી=આવાં અરદવીશુર,
મરતબો ભારી અતી=ગણાયું રબનું નુર.
૬૮૭.

પાણી આધાર પ્રાણીનો=પાણી જગનો સાર,
પશુ પંખી ઝાડને=પાણીનો આધાર.
૬૮૮.

આવાં યઝદ નેક છે=ગેતીની વૃધ્ધિ ખાસ,
અશો વળી નશો કરે=એવી પવિત્ર જાત.
૬૮૯.

અવસ્તામાં આપણી=ખુબી વર્ણવી ખાસ,
બાનુ આવાં અરદવીશુર=ગણાઇ સૌમાં પાક.
૬૯૦.

ઝાડપાનનો પ્રાણ તે=સૃષ્ટિનો શણગાર,
ધરતીનો ખોરાક વળી=આત્માનો આધાર.
૬૯૧.

ધનધાન્ય આબથી=નહિ તો હોય દુકાળ,
જીવે મનુષ્યો આબથી=નહિ તર આવે કાળ.
૬૯૨.

નીરમળ આબ બનાવ્યું=એહીસાબ સરસ,
સ્વચ્છ તનને તે કરે=ભાંગે વળી તરસ.
૬૯૩.

અશો અને ઉત્તમ ઘણી=અહુરની જે પેદાશ,
મનાય અવ્વલ તે તમામ=અક્ષેશ જળની ખાસ.
૬૯૪.

નદી નાવ કુવા તણી=જરથોસ્તી તમ કુલ,
કરો આરાધના દીલથી=કુદરતના એ મુળ.
૬૯૫.

**'રૂસી'** જીંદગી આબની=મીસાલ કર તું સાફ,
સુર્ખરૂ દાવર પાસ જઈ=પામશે હક ઇન્સાફ.
૬૯૬.



# નવું સાલ.

પુન્ય દીન આજનો=અહુરમઝદ ભાગ્યવંત,
શ્રેષ્ટમાં શ્રેષ્ટ દીન છે=ખોરેહ ને નુરમંદ.
૬૯૭.

માસ ફરવરદીન ભલો=આજથી ચાલુ થાય,
કોમી કષ્ટો સૌ ટળી=આબાદી ફેલાય.
૬૯૮.

સંપ વધો એખલાસ વધો=વધો હેત ને પ્રિત,
કોમ મારી જગતમાં=રહે સદા અજીત.
૬૯૯.

શત્રુ બનજો ખાક ને=મિત્રો હોજો અનેક,
ભાગ્યશાળી દીનના=મુરીદો થાજો નેક.
૭૦૦.

મન મનશની રાખજો=મનમાં ધારી સત,
સતને પંથે ચાલજો=રાખી યકીન ઝટ.
૭૦૧.

મન ગવશની ધારજો=જાણજો બેડો પાર,
ગવશની જેની ભલી=તે જગમાં આશકાર.
૭૦૨.

મન કુનશની પામજો=ચાલજો રૂડે રાહ,
બદી ત્યાગી દીલથી=રાખી શુધ્ધ નીગાહ.
૭૦૩.

મન જીત્યો તે જગ જીત્યો=જાણો જગ દરમ્યાન,
મન પર કાબુ રાખજો=થાશે પુર્ણ કલ્યાણ.
૭૦૪.

નવ રોજે આશીશ દઉં=દીલથી હું અનમુલ,
વાંચી દીલમાં ધારજો=કદી ન કરતાં ભુલ.
૭૦૫.

મુબારક આ દીન ને=મુબારક આ સાલ,
ધન રોજી વધી વળી=રહે સૌ ખુશહાલ.
૭૦૬.

દીન પર એતેકાદ વધો=ભલી દીન જે નેક,
ભજો હેતે ભગવાનને=રાખી મન વિવેક.
૭૦૭.

ફરવરદીનથી માંડીને=ફળજો બારે માસ,
ત્રીસે રોજો તે તણા=સુખમાં જાજો ખાસ.
૭૦૮.

નવાં સાલથી માંડીને=કરજો શુભ મંડાણ,
નેક નેમો બર કરે=તમારી ભગવાન.
૭૦૯.

**'રૂસી'** ચાહે હેતથી=સૌ દીની નરનાર,
રહો સુખી આબાદ જગે=વધો રોજી વેપાર.
૭૧૦.



# ઈરાન.

જગ કેરા ગુલશન તું=વ્હાલી ભુમી ઈરાન,
હજાર મુખે હું કહું=ગરવાં તારાં ગાન.
૭૧૧.

વતન મારા અસલના=વડવા કેરાં ખાસ,
ફરી આવી ભેટું તને=એ છે જીવની આશ.
૭૧૨.

નામી તારી ભુમી બહુ=આબો હવા ખુશતર,
દમ તેનો ભર્યા નરો=દીલચસ્પ તાજેતર.
૭૧૩.

બેટા બેટી ઈરાનનાં=સૃષ્ટિમાં વિખ્યાત,
જુગ જુગ જુના કાલથી=સહાદત તેની લાખ.
૭૧૪.

કળા કૌશલ્ય હુન્નરમાં=તુંજ પુત્રો વિદ્વાન,
પંડીત અક્કલમંદ વળી=પરહેજગાર નીદાન.
૭૧૫.

જમશેદ જેવા જનમ્યા=શાહ બડા બળવાન,
જુગો વીત્યાં તે છતાં=રહ્યાં દુન્યામાં નામ.
૭૧૬.

હફતેકેશ્વર ધુજાવનાર=તાજબખશ રૂસ્તમ,
જંગ જેનું જોઈને=દુશ્મન થાતા તંગ.
૭૧૭.

તહેમતન પીલતન અતિ=હતો નરે શેર,
શેર બબર બી ધ્રુજે=જોઈ તે દીલેર.
૭૧૮.

ખતા ન ખાધી કોઈથી=જમાના દરમ્યાન,
એવો જેહાં પહેલવાન તેં=જન્માવ્યો ઈરાન.
૭૧૯.

દેવ દરૂઓ માર્યા=ગરૂઝથી બળવાન,
જાદુ મલીનથી ભર્યાં=તોડયાં હફતેખાન.
૭૨૦.

જગને મોંઢે આજ બી=રૂસ્તમ સોહરાબ જંગ,
રમી રહ્યું છે વ્હાલથી=કહાંણી સમ કીરતન.
૭૨૧.

રૂસ્તમ કેરાં નામથી=કાંપતો અફરાસીઆબ,
અજબ ચમક ધમક હતી=અજબ રૂસ્તમનો તાબ.
૭૨૨.

જાલ, શામ, ગેવ ને,=ફરામર્ઝ જંગી નામ.
બરઝુર, કરીમાન વળી=પહેલવાનો મુદ્દામ.
૭૨૩.

ઠર ઠર કાંપતાં જોઇને=મુદદાઇ લાખો લાખ,
વીરતા તેમની અજબ=શાહનામુ છે શાખ.
૭૨૪.

નામી શાહો અનેક થયા=ઇરાનમાં ગુણવાન,
ધન વતન એ પ્યારાંને=ગાઉં તેના ગુણગાન.
૭૨૫.

કયખુશરૂ, ગુસ્તાસ્પ અને=યઝદેઝરદ શહેરીઆર,
ફરીદુન નેક ખસલત હતો=નોશીર અદલ નામદાર.
૭૨૬.

અગમ નીગમના જાણનાર=પંડીતો પાકયા લાખ,
ફલદ્રુપ તારી ભુમીમાં=ઇરાન મારી માત.
૭૨૭.

રહેઝા શાહના હાથમાં=ફરી આબાદી દેખ,
ધજા કયાની ફરકતી=થાજો દસ દીશ ઠેઠ.
૭૨૮.

આબાદી તારી વધો=પુનઃ જગત દરમ્યાન,
શત્રુ ઉંધા સૌ પડો=પંકાય તારૂં નામ.
૭૨૯.

**'રૂસી'** ચાહે દીલથી=માદર વતન ઇરાંન,
ફરી જગમાં ઝગમગે=પામી અસલી માન.
૭૩૦.



# ત્રીસે રોજની સેતાયશ.

દીન ભલી જરથોસ્તીમાં=છે એવું ફરમાન,
કરવી ત્રીસે રોજની=સેતાયશ નીદાન.
૭૩૧.

**અહુરમઝદ** રોજ અવળ છે=દાદારને પસંદ,
આરાધનાં તેની કરી=નર સુખ્યો તું બન.
૭૩૨.

**બહેમનની** બંદગી જે કરે=બીજા દિનની ખાસ,
આશીષ ઉતરે તે ઉપર=અહુરમઝદનાં પાક.
૭૩૩.

**અરદીબેહેસ્તની** યાદમાં=આત્માને આરામ,
મીનોઈમાં અંતે મળે=શાંતિનું મુકામ.
૭૩૪.

**શેહેરેવર** અમશાસપંદ=તનને રાખે શાદ,
સુખ્યા નર નાર કહે=કરે જેને તે યાદ.
૭૩૫.

**અસફંનદારમદ** બી છે=અમશાસપંદ એક નેક,
આશા મનની તે પુરે=ભજો તેને જો છેક.

૭૩૬.

**ખોરદાદ** અમશાસપંદ વળી=અવસ્તામાં ખાસ,
અમૃતનો વરસાવનાર=ગણાયો છે સાચ.

૭૩૭.

**અમરદાદ** રૂડો અતી=અમશાસપંદ કહેવાય,
યાદ તેની જે નર કરે=ડર ન કોઇથી ખાય.

૭૩૮.

**દએપઆદર** દાદારનો=દરજ્જો મોહટો માન,
બુલંદ બખ્તનો એ ઘણો=દીલથી એમ તું જાણ.

૭૩૯.

**આદર** યઝદ આબરૂ=બુલંદ છે કરનાર,
દેવ દરૂજોને હુરે=એવો તે સરદાર.

૭૪૦.

**આવાં** યઝદ નેક છે=બક્ષે દીલની નેમ,
તનમનથી આબાદ કરે=એવી એ છે બ્હેન.

૭૪૧.

**ખોરશેદ** યઝદ મહાન છે=ઉદાર દીલનો શાદ,
ખુશાલ દીલથી એ લીયે=ભકતો કેરી દાદ.
૭૪૨.

**મોહોર** યઝદ નેક છે=કરવાં હોય જો કામ,
નમ માનવી તેને સદા=પુર્ણ થાશે હામ.
૭૪૩.

**તેસતર તીર** યઝદ તણી=ગણાઇ પદવી મહાન,
માંથ્રવાની બુલંદમાં=ત્રીસે રોજ દરમ્યાન.
૭૪૪.

**ગોશ** યઝદ ગોષપંદનો ગણાયો નીગેહબાન
ભજ જરથોસ્તી ભાવથી=એ ઘણો ગુણવાન.
૭૪૫.

**દએપમેહેર** દાદાર છે=દયાનો દાતાર,
દયામયાનો તે ધણી ગેતીને છે બાર.
૭૪૬.

**મેહેર** યઝદની મહેર તો વીશ્વે બધી વખણાય
કરો પ્રાણ કુરબાન તમ=તોબી ઓછું થાય.
૭૪૭.

**સરોશ** યઝદ મહાન છે=ગેબી બસારત કાજ,
યઝદ એવો દીગર નથી=કામ એવાને કાજ.
૭૪૮.

**રશને** રાસ્ત યઝદ છે=રાસ્તીનો ચાહનાર,
રાસ્તી સ્વગની ચાવી છે=સમજો નર ને નાર.
૭૪૯.

ફરોખ **ફરવરદીન** ભલો=કરો માનશી યાદ,
ફત્તેહનો દેનાર તે=ફીરોઝગર વિખ્યાત.
૭૫૦.

**બેહેરાંમ** યઝદ પાત્ર સદા=દીન વદને ચાહવ,
ભવસાગર તરાવવા=સાહે તેની લાવ.
૭૫૧.

મીનો **રાંમ** યઝદ છે=રસકસથી ભરપુર,
મુરીદો મુજ દીનનાં=ભજો ભાવથી જરૂર.
૭૫૨.

**ગોવાદ** યઝદ ખાસ છે=પવનનો સરતાજ,
કરો બંદગી તેની સદા=મન ઠેરવવા કાજ.
૭૫૩.

**દએપદીન** દાદાર છે=વિશ્વવ્યાપક નેક,
દયાનો દાતાર તે=સૌનો રાખે ટેક.
૭૫૪.

**દીન** યઝદ દીનનો ભલો=છે બી નીગેહબાન,
નાપાકીનો નાશ કરે=એવો તે બળવાન.
૭૫૫.

મીનો **અશીશવંઘ** સદા=પુરે મનની આશ,
ખુબીવંતો તે અતી=રોજ મનાયો ખાસ.
૭૫૬.

**આસતાદ** યઝદ છે વળી=ધન્ય ધાન્યનો શેર,
અન્ન ધાનથી સુખ્યાં કરે=એવી તેની મહેર.
૭૫૭.

મીનો **આસમાન** અજબ છે=બુલંદ સૌ દરમ્યાન,
ભક્તિ તેની જે કરે=દુઃખ ન જુએ હરઆન,
૭૫૮.

**જમીયાદ** યઝદ જગતમાં=કરજો સદા યાદ.
જરની બક્ષેસ તેનાંથી=છે જગતમાં શાદ.
૭૫૯.

મીનો **મારેસપંદ** છે=મીનોઇનો બક્ષનાર,
અહીં યાદ જો કીધો=ત્યાં નથી તજનાર.
૭૬૦.

મીનો **અનેરાંન** અતી=ભજવા લાયક જાણ,
અન્ન દાતાર સૌનો ખરો=ખુબીવંતો મહાન.
૭૬૧.

ત્રીસે રોજમાં છે ભર્યો=ખુબીવંતો સાર,
ભાવે ભજજો સર્વેને=જરથોસ્તી નરનાર.
૭૬૨.

મુકિત ભરી ભકિતમાં=ખુબીવંત અનમુળ,
જન્મી દીન જરથોસ્તીમાં=માનવ ના તું ભુલ.
૭૬૩.

ફરજ્યાત રોજની=ભણુવી છે નેક કાર,
આફત વીપતી દુર કરે=ચારી દે દાદાર.
૭૬૪.

રજક રોજી બી વધે=રહે તન્દરોસ્તી ખુશાલ,
**'રૂસી'** ભાવે ભજતાં=પ્રભુ કેરો ખ્યાલ.
૭૬૫.

# ખેતી.

ઉત્તમ ખેતી જગતમાં=સર્વત્ર મનાય,
વેપાર મધ્યમ કહે વળી=નફ્ત નોકરી થાય.
૭૬૬.

ખેતી ધન જમીનનું=બેમુળું અપાર,
પશુ પંખી મનુષ્યના=પ્રાણ તણો આધાર.
૭૬૭.

સઘળી સામગ્રી જુવો=અન્નની આવી કેમ?
ખેડુત ખેતી નહી કરે=જીવે માનવી કેમ?
૭૬૮.

ઘઉં, ચોખા ને બાજરી=ભાતભાતની જાત,
જગા વરામણી જમીનમાં=પાકે તેની જાત.
૭૬૯.

રંગુનના ચોખા સરસ=સુરત કેરી દાળ,
કપાસ પાકે ઠેર ઠેર=ગુજરાતમાં હર સાલ.
૭૭૦.

ગુજરાત ગુલશન હિન્દનું=ધન ધાન્યનું ધામ,
ભાતભાતના અનાજથી=છલકે તેનાં ગામ.
૭૭૧.

ફળ ફળાદી વળી=ફૂલ કેરો સુવાસ,
ગુર્જર વાડીમાં જતાં=જોશો તમ ચોપાસ.
૭૭૨.

આંબાં, કેરાં, તાડ ને=ખજુરીના ઝાડ,
ઉત્તમ ફળ જગને દીયે=રૂડી એની જાત.
૭૭૩.

મહેનત કરે ફળ મળે=ખેડુતને હરઆન,
ધન્ય ખેડુત હામને=ખેતીનું તું વહાણ.
૭૭૪.

'રૂસી' ખેતીકાર છે=જગમાં સૌનો તાત,
ઉત્તમ ખેતી સર્વેથી=ભણી લે એટલો પાઠ.
૭૭૫.



# દારૂ.

દારૂ તારૂં નામ બુરૂં=જગમાં જાણે લોક,
શરાબ ખાનું ખરાબ છે=એવીજ સૌની પોક.
૭૭૬.

મય મદીરા કારણે=જેલ જાત્રા જોય,
દારૂના સંગથી વળી=આબરૂ નીજની ખોય.
૭૭૭.

શીકાર તાહુરા સર્વદા=આયંદા બદનામ,
જરા જરા કરી વધે=બુરો બસ અંજામ.
૭૭૮.

નાહના શું કે મોહટાં=ગરીબ શું કે રાય,
લઈ રાહ દારૂ તણી=આકેબત પસ્તાય.
૭૭૯.

દારૂ નાશનું મુળ છે=દારૂ પાપનું મુળ,
દારૂ વ્યસન માહબુરૂં=અંદા ના તું ભુલ.
૭૮૦.

જર જોબનનો નાશ છે=દારૂમાં સુદામ,
તન્દરોસ્તી બી બળે=એવાં એના કામ.
૭૮૧.

જાલીમ અસર શરાબની=કરાવે કુકામ,
ચોરી લુંટ પ્રપંચનું=દારૂ છે મંડાણ.
૭૮૨.

કુટુંબી વહાલ વળી=ઘર તરફનો પ્યાર,
દારૂ ભુલાવે પલકમાં=એવો એનો સાર.
૭૮૩.

નીમકહરામી શીખવે=બદીમાં લાવે અંત,
બુરાંમાં બુરો અતી=શરાબ કેરો સંગ.
૭૮૪.

**'રૂસી'** નાસે દુરથી=દેખી લાલ શરાબ,
દારૂ દુઃખનું મુળ છે=સૌમાં લાજવાબ.
૭૮૫.

—:o:—

# હવસ.

હવસ મહા બુરી અતી=હવસ જીવનો કાળ,
જગમાં સુખને પામવા=તેથી ચેતી ચાલ.
૭૮૬.

હવસ મહા બુરી અતી=હવસ બનાવે નીચ.
જેના મનમાં જઈ વસે=મતી કરે ગલીચ.
૭૮૭.

હવસ મહા બુરી અતી=ભુંડાં કરાવે કાર,
હવસના સંગી સદા=જુવે ન સારો સાર.
૭૮૮.

હવસ મહા બુરી અતી=લજાવે નીજ કુલ,
કીર્તિ કેરા કોટનું=કાઢે મુળથી સુલ.
૭૮૯.

હવસ મહા બુરી અતી=વસ્યો જે જણ માંહે,
નર યા નારી ભલે=ઠોકર પુરી ખાય.
૭૯૦.

હવસ મહા બુરી અતી=કરે જેનો શીકાર,
આબરૂ ઈજ્જત ધૂળ કરી=રૂસવા કરે અપાર.
૭૯૧.

હવસ મહા બુરી અતી=બીજો જાણ શયતાન,
સો કદમ દુરથી રહી=ચેતી ચાલ નીદાન.
૭૯૨.

હવસ મહા બુરી અતી=પાપ કેરો માગ,
બંદા દીલથી ચેતીને=રાહ તેનો તું ત્યાગ.
૭૯૩.

હવસ મહા બુરી અતી=જીવતું દોજખ જાણ,
દેખતી આંખે આંધળા=હવસ તણા ગુલામ.
૭૯૪.

હવસ મહા બુરી અતી=દીલથી બાલી મેલ,
**'રૂસી'** સોડ હવસની=કદી ન કરતો ખેલ.
૭૯૫.



# ફેશન.

જ્યાં જુવો ત્યાં આજ છે=ફેશન કેરૂં રાજ,
ફેશન ઉપર મરી ફીટે=રાય અને મોહતાજ.
૭૯૬.

ફેશન દેવી છે બુરી=લોહચુમ્બક સમાન,
હસ્યાં તે ફસ્યાં ખરે=જાલમાં તેની જાણ.
૭૯૭.

અન્ન ખાવા ન હોય તો=તેની નહીં દરકાર,
પણ ફેશન તો જોઇયેજ એવા છે અવતાર.
૭૯૮.

ભુખે પેટે ચાલશે=ફેશન વિન નહી પળ,
ફાકાપુકી ચાલશે=ફેશનનું તો બળ.
૭૯૯.

ઇતરાત દેખી કોઇનો=કરશે વાંદર વેશ,
તજી ખાનદાની વસ્ત્રને=લજાવશે કુળ દેશ.
૮૦૦.

વાંદર નકલ કરી સદા=માનશે ફેશન હાઈ,
તન્દરોસ્તી ધન હરે=એવી ફેશન બાઈ.

૮૦૧.

મોગલ મોહતે વાણ્યો=બીન મોહતે પછડાય,
તેવા હાલ છે ઘણા=ફેશનના સંગ માંહે.

૮૦૨.

ફેશન બુરી રીત છે=ફેશન બુરી ચીજ,
ખુવાર ધનમનથી કરે=અડો ના હરગીઝ.

૮૦૩.

પાયામાલી ફેશન થકી=પંચાતીનું મુળ,
સંસારના કડવાસનું=આજે એ છે મુળ.

૮૦૪.

**'રૂસી'** છેટે ફેશનથી=ફેશન નાપાક નામ,
ઘર કાંઈ ભાંગ્યાં ફેશને=એવી એ બદનામ.

૮૦૫.



# ભાગ્ય

નસીબ, તકદીર, લક કહે=પ્રારબ્ધ, મુકદ્દર કોઈ,
કીસમત, ભાગ્ય વળી વદે=સૌમાં એની સરસાઈ.
૮૦૬.

નસીબ કેરાં નાઝનો=કદી ન આવે પાર,
તકદીર કેરાં તોરનો=હોતો નથી સુમાર.
૮૦૭.

ભાગ્ય દૈવને હાથ છે=ભાગ્ય મહા બળવાન,
ભાગ્ય જેનું સર્વોપરી=તે સુખ્યો ઇનસાન.
૮૦૮.

તકદીર તાળેવંત કરે=ફકીર કરે તકદીર,
અજબ કરામતથી ભરી=તકદીરની તાસીર.
૮૦૯.

પળપળમાં પળતાય છે=કીસમત કેરાં રંગ,
આજે શું તો કાલે શું=કીસમત કેરાં ઢંગ.
૮૧૦.

નસીબને આધીન છે=જગમાં જરનું જોર,
લક્ષ્મી દેવી બી નમે=એવી તે સરજોર.

૮૧૧.

નસીબને નમે સદા=ગુણી બુધ્ધીવાન,
હાંકળ[1] એની વાગતાં=ચાલે સૌ નીદાન.

૮૧૨.

નસીબને કાબીલ છે=તન મન ધનનું સુખ,
રીજે નસીબ દેવી તો=ભાંગે ભવની ભુખ.

૮૧૩.

નસીબને હાંસીલ છે=જર જોરૂ જમીન,
બંદા જગમાં રખડશે=જો તકદીર મલીન.[2]

૮૧૪.

ગુણ અવગુણ નસીબથી=દૈવ કેરા છે દોર,
ભાગ્યદેવી કોપતાં=સૌ બને છે ચોર.

૮૧૫.

શત્રુ સૌ પરવડે=મુદ્દઈ મુકદ્દર,
બન્યું જે જનનું નક્કી=ખાક તેનું જીવતર.

૮૧૬.

૧—નાદ. ૨—મેલુ.

કોટ દંડે કોઇને=જાણે તે સૌ કોઈ,
ભાગ્ય દંડે ભેદીને=પીને:રોજનું લોહી.

૮૧૭.

લખ્યા લેખ મીટે નહી=કહેતી એ બળવાન,
ભાગ્યોદય ને અસ્ત છે=પ્રારબ્ધને મકાન,

૮૧૮.

શત્રુ રૂઠે લાખ તો=કરે ન વાંકો બાળ,
ભાગ્યશાળી ભાગ્ય તો=સૌ તે પાયામાલ.

૮૧૯.

લાખ પ્રયત્ન કરો ભલે=થવાનું તે થાય,
ગ્રહ દંડે જ્યારે તો=ખાનાખરાબી થાય.

૮૨૦.

નસીબ હસાવે પળકમાં=વળી કરે મોહતાજ,
તાજપતીનાં જુવો=નસીબ ઉતરાવે તાજ.

૮૨૧.

કરણ જેવો મહા બળી=અને વળી ગુણવાન,
નસીબ રૂઠતાં કેમ થયો=જગમાં જુવો હયરાન.

૮૨૨.

મુછ પર તાવ રાખતા=તાલેવંત ધનવાન,
પળતો આવતાં ભાગ્યનો=સુવે છે સમશાન.

૮૨૩.

લાખ આફત બીજી ભલે=આવે જગની માંહય,
રૂઠે ભાગ્ય શત્રુ થઇ=તે નહીં કદી વેઠાય.

૮૨૪.

**'રૂસી'** માંગે મનથી સદા-વિશ્વપતીની પાસ,
કોમ માહરી ગુણીનાં=રક્ષો ભાગ્ય ખાસ.

૮૨૫.



# જુગાર.

જુગજુગ જુનુ પાપ છે=જગમાં જાણો જુગાર,
વ્યસન બુરૂં એ અતી=અંતે મારે ઠાર.
૮૨૬.

મોહ માયા બુરી બહુ=જુગારની બળવાન,
બીન મહેનતે માગે સૌ=થવા બસ ધનવાન.
૮૨૭.

પાસા હસ્તમાં ધારીને=કહે પડ પોબાર,
હારીઓ જુગારી રમે=બમણું બસ નીરધાર.
૮૨૮.

પાનાને વશ તે વળી=ઝટપટ ખેલી દાવ,
નસીબ સપાટે ફરે=એમજ માંગે સાવ.
૮૨૯.

જય જુગારીનો નથી=દુન્યાને દરમ્યાન,
આજ કાલ કર્યા કરી=અંતે જુવે હાન.
૮૩૦.

જુગાર ખાનાખરાબ છે=જુગાર ચશમ ચોર,
જુગાર જાલીમ જમ છે=કરે નેકને ચોર.
૮૩૧.

યુધીષ્ઠિર જેવા થયા=જુગારમાં તારાજ,
રમ્યા જે જુગાર તે=અંતે થયા મોહતાજ.
૮૩૨.

જુગારી નેકી ભુલે=ભુલે વળી સંસાર,
જુગાર મદમાં મસ્ત થઈ=ચુકે નેક વહેવાર.
૮૩૩.

નાશને પંઠે પડે=છતી આંખે જોઈ,
જુગારીનો જય નથી=દુન્યામાં હરકોઇ.
૮૩૪.

'રૂસી' જુગાર સંગને=જાણો દોજખ દ્વાર,
પાના, પાસા, બે ચોકને=રાખજો કોશો બાર.
૮૩૫.



# અદેખાઈ.

દુર્ગુણમાં દુર્ગુણ બુરો=હસદ જગમાં ખાસ,
જે જનમાં વસીયો હસદ=તેનું સત્યાનાસ.
૮૩૬.

ઈર્ષા, અદેખાઇ કહો=હસદ કેરાં નામ,
નાશના સૌ મૂળ જુઓ=એમાં છે તમામ.
૮૩૭.

અદેખો આદમી સદા=બળે જાતે જોઈ,
દીગરને બાળે વળી=હસદખોર ખુદ થઈ.
૮૩૮.

સુખ દેખીને પારકું=દુઃખી બને નર નાર,
ઈર્ષા કેરી આગમાં=છે બુરો અવતાર.
૮૩૯.

ખાઇ નીજનું કરે=પરાઇ ખંનખોડ,
ચિંતા ખોટી મન કરે=અદેખાં જન લોક.
૮૪૦.

અદેખાઈ આગ છે=અદેખાઈ સંતાપ,
નાશના એ મૂળ છે=બીજા જાણે શ્રાપ.
૮૪૧.

ભુંડું ચાહે પરનું=થઈ ઈર્ષામાં ચુર,
જાય કદી ના જાણશો=એવા જનની જરૂર.
૮૪૨.

કુદરત કેરો કાયદો=કર ને જોનો ન્યાય,
ભલુ કરે ભલું ભરે=એ કુદરતનો ન્યાય.
૮૪૩.

ઈર્ષા બાળે તનને=ઈર્ષા બાળે મન,
સુખ સર્વ ઈર્ષા હરે=ચેત ચતુર તુ જન.
૮૪૪.

અદેખા આદમી તણો='**રૂસી**' ના કર સાંગ,
હસદખોર હેવાન સમાન=ન માનવી તેને ગણ.
૮૪૫.



# વરસાદ.

"આવરે વરસાદ" કહે=નાના મોટાં લોક,
ગરમી બાદ સૌ જુવે=ઉંચે રાખી ડોક.
૮૪૬.

ઉષન્તા ગરમી તણી=અકળાવે દીલ આગ,
વરસે વરસાદ ધમધમી=દીલના ઠારે ડાઘ.
૮૪૭.

જમીન વળી તરસી પીયે=મેઘરા કેરૂ આબ,
જળ જીવતર છે જમીનનું=દુન્યામાં આબાદ.
૮૪૮.

વાદળ વરસી મેઘનાં=ઠારે સૌના મન,
જનતા જનની જોઇને=બને દીલથી મગન.
૮૪૯.

નદી, નાળાં, નાવ ને=ટાંકાં વળી તમામ,
ઉભરાય જળના જોરથી=વધે તેમના ભાન.
૮૫૦.

હરીઆળી જળની વધે=સઘળે લીલાલહેર,
ખેડુત ખુશી થઈ હશે=જોઈ મેઘલાની મહેર.
૮૫૧.

પશુ, પંખી, જમીન ને=મનુષ્ય સારૂ સાવ,
ભોગવવા જીવતર જગે=વરસાદના છે ભાવ.
૮૫૨.

વરસી વરસાદ જોરથી=હાંકે દુષ્ટ દુકાળ,
વરસે વરસાદ નહી કદી=બુરા સૌના હાલ.
૮૫૩.

આબાદી વરસાદથી=ખુશી ખુરમી ખુબ,
સુખાકારી તે થકી=જગે બધી અચુક.
૮૫૪.

**'રૂસી'** માગે ઈશથી=વિનંતીથી ખાસ,
વરસાદ વરસે હર વર્ષ=ભરવા જગની આશ.
૮૫૫.



# કેળવણી.

કેળવણી રૂડી ભલી=કેળવણી ખુશ કાર,
જન કેળવાયલો જુવો=જગમાં પામે સાર.
૮૫૬.

કેળવણીથી આગરૂ=કેળવણીથી માન,
કેળવણી જો ભલી=તો સઘળે સનમાન.
૮૫૭.

કેળવણીનું કામ છે=કેળવણીથી હામ,
કેળવણી રોજી દીએ=દુન્યાને દરમ્યાન.
૮૫૮.

કેળવણીથી આજ જુવો=જગે જીત્યાં રાજ,
કેળવણી વગર જુવો=આજ હિન્દના મોહુતાજ.
૮૫૯.

પરતંત્રતાની બેડીઓ=ભોગવે [1]ભારતવષ,
કેળવણીના કાળથી=એમાં શું છે શક?
૮૬૦.

૧—હિન્દુસ્તાન.

કેળવણીથી દીપ્યા=પુર્વજો તમામ,
વિશ્વે બધી પામ્યા=અનુપમ સનમાન.

૮૬૧.

આજે તેના વારસો=છતી આંખે અંધ,
વિમુખ કેળવણીથી થઈ=થયા છે બતંગ.

૮૬૨.

જાગો, ભારતવાસીઓ=પામવું હોય સ્વરાજ,
ટકકર દુન્યા સાથ લ્યો=કેળવણીને કાજ.

૮૬૩.

જાપાન ને ઇજીપ્ત જુવો=વધ્યા કેમ નીદાન,
ટરકી ને ઈરાન વળી=બીજા દેશો મહાન.

૮૬૪.

અરસપરસના સૌ ત્યાગીને=મતફેરો અનેક,
એક દીલથી પ્રયાસ કરો=કેળવવા દરેક.

૮૬૫.

નારીને દો જ્ઞાન તમ=પ્રથમમાં મંડાણ,
નારી દેશનું ધન છે=રાખો ના અજ્ઞાન.

૮૬૬.

કેળવાયલી હો માત તો=કેળવે નીજના બાળ,
અમેરીકા, જરમની જુવો=શું છે માના હાલ?
૮૬૭.

સ્રીને કેળવો સર્વથી=છોડાવો બી વહેમ,
ખોટા રીત રીવાજ તમે=રાખી રૂડી નેમ.
૮૬૮.

ધપો આગળ ધર્તીમાં=ધપે જેમ બીજા દેશ.
હરીફાઇમાં યાહોમ પડો=છોડી સૌ કલેશ.
૮૬૯.

કેળવણીમાં સાર છે=કેળવણીમાં આધાર,
જ્ઞાનસાગરમાં તરો=ચાહો દેશ ઉદ્ધાર.
૮૭૦.

ઉપયોગ કેળવણીનો કરો=રાખી દીલે ખંત,
હામ હૈયામાં હોય તો=રૂડો આવે અંત.
૮૭૧.

વાયુ, વરાળ, વીજળીને=કરો તમે એક હાથ,
દેશેદેશના બાળ સમ=ભીડો બી તમ બાથ.
૮૭૨.

હક તમારો છે વધુ=જગ ઉદ્ધારમાં ખાસ,
ઉદ્ધારક તમે હુતા=એક દી જગના ખાસ.
૮૭૩.

ભુતકાલને સાંભરી=કરો ફરીથી પહેલ,
વડવાઓએ જે કર્યું=કરો તમ તે સહેલ.
૮૭૪.

કેળવણીમાં મુકિત છે='રૂસી' કહે સરીઆમ,
મેળવવા સ્વરાજની=જાણો હિન્દી તમામ.
૮૭૫.



# કીર્તિ.

કીર્તિ, ઇઝઝત, આબરૂ=માન તણા છે માપ,
બંદા જગમાં જાણજે=ઇઝઝત મોટી શાખ.
૮૭૬.

ઈઝઝત છે તે આબરૂ=કીર્તિ છે તે માન,
ઈઝઝત ખોહતો ના કદી=જાણુ યા અંજાણ.
૮૭૭.

દહાડો જાશે વહી અને-તું બી જાશે ઠેઠ,
પણ કીતનો કોટ તો=સદા હયાંનો છેજ.
૮૭૮.

આબરૂ ઈઝઝત કાજ તો=પ્રાણ આપે બળવાન,
એક તો શુ બાર પણ=હોય જીવમાં જાન.
૮૭૯.

ફના થાશે તું અને=ફના થાશે લોક,
પણ અડગ રહેશે સદા=કીર્તિ કેરો કોટ.
૮૮૦.

માટે જગમાં માનની=આબરૂ ઇઝઝત રાખ,
કીર્તિનો કોટ બાંધવા=ભલી ભલાઇ ઝાંખ.
૮૮૧.

દયા માયા, નેકી ને=સખાવત તું જાણ,
કીર્તિના પાયા તણું=જગમાં છે મંડાણ.
૮૮૨.

શુરવીરતા, દેશદાઝ વળી=ધર્મનું અભીમાન,
સાંધન જ્ઞાન [1]વીકાસનું=કીર્તિ કેરૂં સ્થાન.
૮૮૩.

ધમ ભકત, દેશભકત=નીતિભકત સૌ મહાન,
ઇઝઝત આબરૂ મેળવે=દુન્યાને દરમ્યાન.
૮૮૪.

'રૂસી' "રૂસી વાણી" છે=કીર્તિ કેરો કોટ,
જીવી જગમાં બાંધ્યો=કદી ન તોડે મોત.
૮૮૫.



૧—ફેલાવાનુ.

# ગરજ.

ગરજ બીચારી બાપડી=કહેતી એવી એક,
જુગ જુગ જુની જાણજો=વિશ્વમાં છે છેક.
૮૮૬.

અરસપરસની ગરજ તો=સૌને સદા કાળ,
એક સરખો રહેતો નથી=સદા કોઇનો હાલ.
૮૮૭.

ગરજ પડે ગરીબને=ગરજી જગના લોક,
ગરજ ફરજ એ જાણજો=આજ જગના લોક.
૮૮૮.

ગરજ પડે રાયને=કાલે શું થાનાર,
જાણો જગમાં આજ કોણ=સીવા કીરદેગાર.
૮૮૯.

ફરજ પવિત્ર માનજો=અરસપરસ ને કામ,
આજે ગરજ કોઇને=કાલે તમને તમામ.
૮૯૦.

રૂડો હાલ રહેતો નથી=કોઇનો સદા કાલ,
પીઠ પાદશાહની ભુંડી=એવી જગની ચાલ.
૮૯૧.

આજે શું તો કાલ શું=માનવી કરી લે વિચાર,
દુખ્યાની તું દાદ લે=રાખી સારો સાર.
૮૯૨.

સુખ જોઈ ના હસ તું=ના કર ખોટું ભાન,
સુખ દુઃખ ભરતી ઓટ છે=જાણ જગ દરમ્યાન.
૮૯૩.

કીડી ખી છે કામની=સમય ગરજ જ્યાર,
ગર્વ ઉતારે પળમાં=એવો છે કીરતાર.
૮૯૪.

'રૂસી' ગરજી સર્વે છે=દુન્યાને દરમ્યાન,
એકમેકને કામના=જગમાં છે ઈન્સાન.
૮૯૫.



# કરજ.

બુરામાં બુરી બલા=કરજ બી છે એક,
કરજી આદમી જે થયો=બળ્યો તેનો ટેક.
૮૯૬.

કરજ આફ્ત મહા બુરી=કરજ પાપ સમાન,
કરજ કરવાથી કદમ રોક=જગમાં તું ઇનસાન.
૮૯૭.

કરજ કરવું સહેલ છે=ફીટાડવું મુશકેલ,
પૈ પૈ વધી મોટું થશે=નથી એ હસી ખેલ.
૮૯૮.

કરજદારી મહા બુરી=આફ્ત જગમાં માન,
તન, મન, તાવે રાત દિન=ચીંતા કેરી શાન.
૮૯૯.

કરજ કર્યું ન ફીટે=વધ્યું દિનભર જાય,
પસ્તાવો પાછળ સદા=કરજ દરદનું થાય.
૯૦૦.

કરજ ના કરતો કદી=જગમાં તું ઈનસાન.
કર્યું તો તું જાણજે=નિશ્ચય સરગરદાન[1]
૯૦૧.

કરજ કરીને વેપલો=કર્યો ખોટો જાણ,
કરજ ગુમાવે કીર્તિ=કરજ ગુમાવે માન.
૯૦૨.

કરજ દરદ જાલીમ ઘણું=ઉંડો સડો જાય,
ઘેર ઘાલ્યું જો કદી=પગદંડો નહીં જાય.
૯૦૩

કરજ સુખનો નાશ છે=ઉડાડે ઉંઘ ભુખ,
કરજી સુખે ન ઉંઘે=ખાય ન ભરી ભુખ.
૯૦૪.

**'રૂસી'** માગે ઈશથી=દુન્યાને દરમ્યાન,
કરજી ના કર કોઈને=કરજ બુરૂં નીદાન.
૯૦૫.

૧–પશેમાન.

# દયાનત.

દયાનત જેની પાક છે=તેની જગમાં જીત,
પ્રમાણીક પુરૂષ સદા=જગમાં છે અજીત.
૯૦૬.

લોભ, લાલચ વશ કરી=સીધી રાહે ચાલ,
પ્રમાણીકપણું રૂડું=જાણો માનવી હાલ.
૯૦૭.

લોભમાં અંતે હાન છે=લાલચમાં નુકશાન,
લાલચ લોભમાં ફસ્યા=તે છે સરગરદાન.
૯૦૮.

દયાનત જેની નેક છે=નૈયત જેની સાફ,
આ અને તે જગે=પામે હક ઈન્સાફ.
૯૦૯.

નૈયત જેની નેક છે=દયાનત જેની સાફ,
ઘડીભર જગમાં ન જુવે=કોઈથી ગેરઈન્સાફ.
૯૧૦.

પરાયું છે પારકું=હકનું છે હલાલ,
માણસ તો તે ખરો=ચેતી ચાલે ચાલ.
૯૧૧.

ગણે પરાયું પારકું=મબલખ બી હોય ધન,
તુચ્છમાં તુચ્છ તે લેખે=એવું પરાયું ધન.
૯૧૨.

પ્રમાણીક પુરૂષ મળે=હજારોમાં એક,
દયાનત ચોખી આજ તો=દુરની વાતો છેક.
૯૧૩.

પ્રમાણીક મોહતાજ નથી=પ્રમાણીક ખુશાલ,
દાદારની મહેર છે=પ્રમાણીક પર હાલ.
૯૧૪.

'રૂસી' પ્રમાણીક સદા=જીંદગી તારી ગાળ,
શુકર કર જે મળે=સુક્કી રોટી દાળ.
૯૧૫.



# સુબોધક દોહરા.

વાંકી પૂછડી શ્વાનની=કદી ન સીધી થાય,
જાણો તેમ ઇન્સાનની=ટેવ પડી ના જાય.
૯૧૬.

કાળો કાજળથી અધિક=સીધી ભાઈ લેખાય,
સો મણ સાબુથી ધૂવો=કદી ન ગોરો થાય.
૯૧૭.

હીણુ મતિનો નર સદા=જાણો તેજ ગમાર,
આંખ છતાં અંધો બને=મૂર્ખ તણો સરદાર.
૯૧૮.

કડવું કર્યાતું અતિ=કડવું અતિ અફીમ,
મણ શાકર ભેલી જૂઓ=થશે ન મિઠો લીમ.
૯૧૯.

એક ઇશારો આંખનો=જ્ઞાનીને મન બસ,
જ્ઞાની, મુર્ખા સંગમાં=કદી ન ભેજું કસ.
૯૨૦.

તેજી ઘોડો દોડશે=એક ઇશારે મસ,
ખર એક દગલું ચાલતાં=ડીફાં ખાશે દશ.
૯૨૧.

શીખ દીયો તમ શોખને=નહીં શરમ કે લાજ,
જેણે છોડી લાજ, તે=નિર્લજને મન રાજ.
૯૨૨.

શોખ જનમ્યો જગતમાં=શોખાઇને કાજ,
જાણો જેના સર ઉપર=નફ્ટાઇનું તાજ.
૯૨૩.

મારૂં મારૂં શું કરે?=ત્હારૂં શું છે હયાં?
જગમાં રહેશે સર્વ કંઈ=પડયું જ્યાંનું ત્યાં.
૯૨૪.

મ્હારૂં મ્હારૂં મન કહે=જીવ કહે ત્હારે શું?
તન તો પડશે ખાકમાં=ત્યારે મ્હારૂં શું?
૯૨૫.

નામ ભજી લે નાથનું=એ વિન પ્યારૂં શું?
સીધો જાશે સ્વર્ગમાં=એથી સારૂં શું?
૯૨૬.

ઉંચે જોઈ ચાલશે=તો ઠોકરાશે તું,
તારાં ધાર્યાં ધામ પર=કદી ન જાશે તું.

૯૨૭.

આંખ છતાં અંધો થયો=ભલે થયો નાદાન,
અંતઃકરણની આંખથી=જોઈ લેજે ભગવાન.

૯૨૮.

પર્દો આંખે પાપનો=પાપીને સત માન,
જગમાં એવા દુષ્ટને=કયાં ઈશ્વરનું ભાન?

૯૨૯.

મોટાં ફાકે કુરમુરા=તો કહે મનની મોજ,
ગરીબ ફાકે તો કહે=ભૂખે મરતાં છોજ.

૯૩૦.

કક્કો ના કવિતાઈનો=કરે કવિની ખોજ,
કયાં ગાંગા તેલી જુઓ=ને કયાં રાજા ભોજ.

૯૩૧.

બોલે બોલો તે અવ્વલ=વિચારતાં શું થાય?
મુખથી એવું બોલજે=બોલી ના પસ્તાય.

૯૩૨.

બોલે તેના બોર તો=હાથો હાથ વેચાય,
ના બોલે તો બાજરો=પડી સુકાઈ જાય.
૯૩૩.

ગુણી સાથે ગુણ કરી=સદગુણી ફળ ચાખ,
અવગુણીથી ગુણ કરી=નહીં ધૂળમાં નાખ.
૯૩૪.

બાંધી મૂઠી લાખની=ખોલ્લી તો છે ખાખ,
માટે મોંઢુ બંધ કર=જેમાં ઇજ્જત લાખ.
૯૩૫.

ધોઈ લે અંતર આયનો=કરજે સાફ સુફેદ,
તો તું જગમાં પામશે=દીલની ભલી ઉમેદ.
૯૩૬.

ખોલી ના કહેતો કદી=કોઇને અંતર ભેદ,
જેથી ઘટશે આબરૂ=થાશે મનને ખેદ.
૯૩૭.

દીલનો જ્ઞાની રાખજે=જળતો સાફ ચેરાગ,
જગમાં ના સળગાવજે=પાપ તણી તું આગ.
૯૩૮.

જે જણના અંતર મહીં=પડયો કાળો ડાઘ,
જરૂર જગમાં જાણજો=તે છે ઝેહેરી નાગ.
૯૩૯.

ઝાઝું બોલે જે ધણી=તેનાથી શું થાય ?
જો હોય ભસ્તો શ્વાન જે=તે શું કરડી ખાય ?
૯૪૦.

બોલવામાં બાહદુર બી=બોલકણા કહેવાય,
ભુંજ્યો પાપટ ભાંગતાં=દમરો નિકળી જાય.
૯૪૧.

ભાંડ ભવેંચો ભાંમટો=ફરે જેના જો ભિંગ,
તો તે રસ્તે રહી ઉભો=કાઢે સોની ઢિંગ.
૯૪૨.

કહેલું બહુ, કરવું નહી=મારે મોટી ડિંગ,
પર્માત્માએ ના દીધાં=ઉંટને માથે સિંગ.
૯૪૩.

શિખ દીયો જો મુર્ખને=સુણે ન કોઇની વાત,
કાણું ઘોડું કડકનું=ઉછળી મારે લાત.
૯૪૪.

પર સુખ જોઈ પાપીઓ-જળી બને અંગાર,
જાણો એવા દુષ્ટના=જીવવા પર ધિક્કાર.
૯૪૫.

જોઈ હવેલી પારકી=સુંદર રૌનકદાર,
નાહક ઝુંપડી તુજ તણી કાં તોડે નિર્ધાર?
૯૪૬.

જાણે મુર્ખો શી રીતે=કાવ્યો તે શું હોય?
હોય કવિ ગણના કરે=મુર્ખો બેઠા રોય.
૯૪૭.

વિર, કરૂણા, હાસ્ય ને=ભક્તિરસ શૃંગાર,
પાંચો જેના કાવ્યમાં=તેજ કવિ નિર્ધાર.
૯૪૮.

જ્ઞાની સાથે જ્ઞાનની=કર ગુણી તકરાર,
અજ્ઞાનીથી બોલતાં=સો સો વાર વિચાર.
૯૪૯.

મર્દ મરે છે નામ પર=વ્હાલું જેને નામ,
જરૂર નાની નાન પર=મરશે નિમકહરામ.
૯૫૦.

વ્હાલું જેને વ્યાજ તે=મોટાં વ્યાજો ખાય,
આશ કમાવા પાંચની=મૂંડી સોની જાય.

૯૫૧.

કસર ફરજ છે નારની=સફર મરદની થાય.
કોડી કોડી જોડતાં=ધનનો ઢગ થઈ જાય.

૯૫૨.

જીદમાં બંદા જીન્દગી=ત્હારી અટવઈ જાય,
હા માં, હા, ને મેળતાં=હાર છતાં જીત થાય.

૯૫૩.

થોડું થોડું કામ કર=બેઠાથી શું થાય!
ટીપે ટીપે જળતણું=ભરઈ સરોવર જાય.

૯૫૪.

બેઉ તરફની બહોંશમાં=ટંટો વધ્યો જાય,
પણ તે નમતું મેળતાં=વળતી વાણો થાય.

૯૫૫.

મીઠો મોંઢા પર બને=હૈયે કપટની આંચ,
ભૂંડી તેની પ્રિતથી=દીલને તારાં ખાંચ.

૯૫૬.

વા, વેરી, ને વાણીઓ=વૈદ, વકીલ, એ પાંચ,
એ તો રહેલા દૂર ભલા=લાખ નચાવે નાચ.
૯૫૭.

કાંટા વાવો હાથથી=ખેતરને દરમ્યાન,
આશ ગુલાબોની કરો=કાં મૂર્ખાં ઈન્સાન?
૯૫૮.

સ્વપ્નું છે સંસાર આ=સંસારીને કાજ,
હરદમ રાખે જગતમાં=સાહેબ સૌની લાજ.
૯૫૯.

કરણી ભરણી સાથ છે=બંદા કરજે ખ્યાલ
જગમાં આજે વાવશે=તેવું જોશે કાલ.
૯૬૦

નારીનું છે ધન, ધણી=ધણીનું ધન નાર,
પ્યારૂં ધન માબાપનું=બાળકડાં નિર્ધાર.
૯૬૧.

ધનમાં ધન નેકી તણું=બીજું નહીં લગાર,
જાણો એવાં દ્રવ્યને=ધણી છે કીસ્મતદાર.
૯૬૨.

કર પસ્તાવો પાપનો=કામો તજ બેદાદ,
જગમાં બંદા જાણજે=સાહેબ લેશે દાદ.
૯૬૩.

જગમાં જન્મી ભાઈ તું=કર દાતાની યાદ,
મિથ્યા માયા દે તજી=ના કર વાદવિવાદ.
૯૬૪.

કામ, ક્રોધ, ને લોભમાં=મોહ, મદનો છે ભેળ,
જો તું ચાહે સ્વર્ગ તો=પ્રિત પાંચોની મેળ.
૯૬૫.

જે જણની છે જબાનમાં=ભર્યું કાતીલ ઝહેર,
જરૂર તેને જાણજો=દુન્યાં સાથે વેર.
૯૬૬.

છૂપ્યા રહેશે ના કદી=ખૂની લુટારા ચોર,
મોર પિછાંથી કાગ શું=થઇ શકવાનો મોર?
૯૬૭.

સોદો નેકીનો ભલો=કરજો હાથોહાથ,
જગમાં જે કરશો તમે=તે લઈ જાશો સાથ.
૯૬૮.

ધનના ઢગ પર સૌ ઢળે=શું દીકરો શું બાપ,
ગરીબને દેખી ધસે=કડવા જાણે સાંપ.
૯૬૯.

દોલતમંદના દાસ સૌ=બનશે આપોઆપ,
ગરીબના માલેક થવા=સમજે મોટું પાપ.
૯૭૦.

જળમાં જળ તે મેઘ છે=વરસે જઇ આકાશ,
બળમાં બળ તે આપણું=કર જેની તું આશ.
૯૭૧.

જ્ઞાનીથી જ્ઞાની મળે=ચાલે ખુશ ગુફ્તાર,
મેલ મળે જ્યાં મૂર્ખનો=ત્યાં ખોટી તકરાર.
૯૭૨.

મોટા શ્રીમંતો જુઓ=મગરૂરીને કાજ,
કેવા જગમાં થઇ ફરે=પૈ પૈના મોહુતાજ.
૯૭૩.

મગરૂરીમાં જાણજે=કંઈ રાજાના રાજ,
જરૂર મળ્યાં ધુળમાં=તખ્તો સાથે તાજ.
૯૭૪.

મગરૂરી ઇન્સાનને=મારી દે છે ઠાર,
ઘર ખાલી છે ગર્વનું=મનથી વાત વિચાર.
૯૭૫.

મગરૂરીથી માનવી જોશે દુઃખ અપાર,
જરૂર જેમાં જાણજો=જરા ન રૂડો સાર.
૯૭૬.

તજ મગરૂરી માનવી=સુખની હોય ઉમેદ,
જગમાં ફરતાં ચક્રનો=ખબર ન તુંને ભેદ.
૯૭૭.

પાપે દુઃખ્યો બહુ થશો=પાપે બનશો ખ્વાર,
બંદા જગમાં જાણજે=પાપ નર્કનો ઠાર.
૯૭૮.

બદી ન બદકારો તજે=તજે ન નેકી નેક,
આબ તજે હીરો નહીં=મર્દ તજે નહીં ટેક.
૯૭૯.

સોનું તે સોનું ખરૂં=ચઢી કસોટી જાય,
જગમાં જાણો કથીર જે=તે કેમ સોનું થાય?
૯૮૦.

શિકાર શોધે પારધી=મર્દો શોધે માન,
બંદા જગમાં શોધજે=તું ઈશ્વરનું સ્થાન.

૯૮૧.

ધર્મી સાંધે ધર્મને=દાતા સાંધે દાન,
જોગી સાંધે જોગને=ભોગીને શું ભાન?

૯૮૨.

જોશી મુહુરત પારખે=જોતિષ જોઈ જેમ,
છટેલ લક્ષણ પારખે=સ્ત્રીને જોતાં તેમ.

૯૮૩.

સાચવ પૂંજી હોય તો=પિઠનો કરી વિચાર,
ખવાડનારો થાકશે=થાકે નહીં ખાનાર.

૯૮૪.

સુખના સાથી સેંકડો=ખાનારાં તૈયાર,
દુઃખના ડુંગર દેખતાં=કરી જશે પોબાર.

૯૮૫.

હલકો તે તો હજામડો=બોલે હલકા બોલ,
જેવા બોલો જે તણાં=તેવો તેનો તોલ.

૯૮૬.

ખારથી ખારો તે ખરો=અંતર કપટી હોય
સુખ પરાંયાનું ખરૂં=ફુટી આંખે જોય.

૯૮૭.

ઉંઘશે ઉંઘમાં ક્યાં સુધી=ગફલતની દિનરાત,
જાગી ઉઠી જો જરા=પડી ચૂકી પ્રભાત.

૯૮૮.

કરવું હોય સુકર્મ તો=કરી લે હાથોહાથ,
નક્કી મુવા બાદનું=કદી ન આવે સાથ.

૯૮૯.

આવ્યો ખાલી હાથ લઈ=જાશે ખાલી હાથ,
શું લાવ્યો, શું લઈ જશે=બંદા ત્હારી સાથ.

૯૯૦.

લીલા ઇશ્વરની અતિ=જેનો નહીં હિસાબ,
કરજે મનથી ખાતરી=પઢજે પાંચ કિતાબ.

૯૯૧.

સ્વપ્નું જગ સંસાર છે=કરજે મનથી કયાસ,
આંખો તારી ખોલતાં=કશું ન જોશે પાસ.

૯૯૨.

સોનું જેમ જેમ તાપમાં=પડી તવાતું જાય.
તેમ તેમ તે માન: તણાં=ઘાટો સુંદર થાય.
૯૯૩.

પ્યારાંમાં પ્યારી પૂછો=ચીજ જગતમાં કોય?
તો તે ફરઝંદો સિવા=કોઈ બીજી ના હોય.
૯૯૪.

પ્યારામાં પ્યારી જુઓ=મતલબ સર્વે જોય,
દિલની મતલબ સારવા=નહીં રોતા બી રોય.
૯૯૫.

પ્યારૂ સતીઓને સદા=શિયલતાનું ધન,
ધન તેને તું જાણ, જે=સતી બચાવે તન.
૯૯૬.

આપે તો તું આપજે=જગમાં છૂપું દાન,
તે માટે તારી સદા કરજે બંધ જબાન.
૯૯૭.

અપકારી ઉપર કરી=ખરચ્યો ગાંઠનું ગર્થ,
જાણો દિલથી જગતમાં=તે ખરચેલું વ્યર્થ.
૯૯૮.

હલકાને નમશો કદી=નહીં તે સમજે અર્થ,
પણ તે ઉલટો અર્થનો=કરશે તુર્ત અનર્થ.

૯૯૯.

નિર્લજ પર ઉપકાર બી=કરવામાં છે પાપ,
ખાઈ તમારૂં ગાંઠનું=થશે તમારો બાપ.

૧૦૦૦.

મોડું સુવું, ઉઠવું=પ્રાતઃકાળ દરમ્યાન,
સાચું સો સુખ જાણજે=યાદ કીધે ભગવાન.

૧૦૦૧.

કાળાં મોંના કોરગા=કાળાં કરશે કામ,
જગમાં એવા નિર્લજો=જાણો દુઃખનુ ધામ.

૧૦૦૨.

કામી, ક્રોધી, કરતૂકી=કુતર્કી સરિયામ,
જગમાં એ જણ ચારનું=કદી ન લેજો નામ.

૧૦૦૩.

જન્મી જગમાં માનવી=કાંય કરે છે મદ,
દમરો જમરો લઇ જશે=આવી રહેશે હદ.

૧૦૦૪.

મદ કરતો ના માનવી=જોઈ ભરતીનો કોટ,
ભરતી પાછળ જાણજે=જરૂર થાશે ઓટ.
૧૦૦૫.

છેતરતો ના માનવી=જાણી કોઇને ભોટ,
જરૂર પડશે કોઇ દિવસ=ગળવો ગમનો ગોટ.
૧૦૦૬.

વિન વાંકે તું વિશ્વમાં=કદી ન કોઇ પર રૂઠ,
પૂઠ ધરશે તું પારકી=જમ ધરશે તુજ પૂઠ.
૧૦૦૭.

કાણું ઘોડું કડકનું=કડવા સૌને જાય,
જે પસ્વારે પીઠ તે=જરૂર લાતો ખાય.
૧૦૦૮.

સુબોધ આપો મૂર્ખને=લાભ ન જેથી થાય,
પત્થર પર પાણી પડે=ઝટ લપસી તે જાય.
૧૦૦૯.

કર્તૂકીને કયાં લગી?=વાળે કોઇ ઇન્સાંન,
લાખ નસિહત આપતાં=દીયે જરા ન કાન.
૧૦૧૦.

સતથી તરશે જગતમાં=પાપે ડુબશે સાચ,
કોઇ દી પડતાં ફુટશે=કાયા શિશો કાચ.
૧૦૧૧.

પાપી મદ, મોહ, લોભ, છે=કામ, ક્રોધ, એ પાંચ,
અંતર ત્હારૂં બાળશે=ભયભિત જેની આંચ.
૧૦૧૨.

જૂઠાંથી દુઃખ ઉપજે=જૂઠે રૂઠે જગ,
ડહાપણ રાખી જૂઠ પર=કદી ન ધરતો ડગ.
૧૦૧૩.

કરણી કરજે નેક તું=અંતે આવે કામ,
નેકીથી નર જાણજે=અમર રહેશે નામ.
૧૦૧૪.

જમીન, જોરૂ, જર ત્રણે=ના હોતે આ જેહાંન,
જતે કહાંથી જગતમાં=વીર નરોના જાન.
૧૦૧૫.

મદ મિથ્યા કાં મન ધરે=મદને છે કયાં માન?
મગરૂરીથી ખાકમાં=મળ્યાં રાજો મહાન.
૧૦૧૬.

સંકટમાં તું સાંપડે=હોય ઘડી નવ સુખ,
દિન ભકિતમાં ગાળજે=દુર થશે કુલ દુઃખ.
૧૦૧૭.

ભક્તિ કર ભાવે ભલી=ભર ભકિત ભંડાર,
ભકિતથી મુકિત મળે=ટળે પાપનો ભાર.
૧૦૧૮.

સૃષ્ટિના સ્વામી તણી=ભકિતમાં છે સાર,
પ્રેમે પરમેશ્વર જૂઓ=નાવ લગાડે પાર.
૧૦૧૯.

ખાઇ પોતાનું પારકી=જે રાખે ખણખોદ,
નિશ્ચય જાણો જગતમાં=તે નરનું નખ્ખોદ.
૧૦૨૦.

ઉધમ ઉદ્યોગે થશે=બંદા તુજ ઉધ્ધાર,
આળસથી આવે જરૂર=ઘરમાં અવર અપાર.
૧૦૨૧.

દિન, દુન્યામાં દાદનો=લેનારો દાદાર,
**'રૂસી'** માલેક એક છે=રચના કુલ રચનાર.
૧૦૨૨.

# અશો જરથોસ્ત પયગમ્બર.

નબી મારા નેક તું=સ્પેતમાન જરથોસ્ત,
લાખ નમન હોજો તને=રૂસીના હરરોજ.
૧૦૨૩.

પ્યારી દીનના અય ધણી=અહુરના પ્યારા પાક,
જગે જાણ્યો તું થકી=ભલી અશોઈનો પાઠ.
૧૦૨૪.

[1]નેમો વોહુ નેમો વહીસ્તેમ=જરથુસ્ત્ર ગયે થાપ્યો,
સરોશ યસ્ત હાદોખ્તમાં=ઉપલું વાંચી લ્યો.
૧૦૨૫.

બંદગી સારી દુન્યામાં=બંદગી સૌથી શ્રેષ્ઠ,
બંદગી મુક્તિ માર્ગ છે=ભેટવા દાદાર શ્રેષ્ટ.
૧૦૨૬.

પયગમ્બર મુજ દીનનાં=માઝદયશની મહાન,
અવ્વલ તું બી નબી થયો=બીજા બાદ તમામ.
૧૦૨૭.

૧–અર્થ માટે એની પછીનો દોહરો જુવો.

રોશન દીન તું લાવ્યો=વહાલાં ઈરાન કાજ,
સંકટ ઉઠાવી લાખ સૌ=આજ મરેછ તે કાજ.
૧૦૨૮.

વરસો વીત્યાં સેંકડો=ચડતી પડતી મહાન,
જોઈ, જીવ્યાં તુજના=મુરીદો નીદાન.
૧૦૨૯.

ધર્મ તુજ કાજે તજ્યું=વાહલું વતન ઈરાન,
એક તો શું બાર એવા=ઈરાન છે કુરબાન.
૧૦૩૦.

રોશન ધર્મ રાખ્યો=વેઠી રંજ અપાર,
ઉતરી મહેર દાદારની=છે આજે જયજયકાર.
૧૦૩૧.

મુઠી ભરે છે મુરીદો=પણ તુજ પર ફીદા,
પ્યારા પયગમ્બર ભલા=કાજ ફરજ કીધી અદા.
૧૦૩૨.

બીજા વીતશે સેંકડો=વરસ જગત દરમ્યાન,
તો બી રહેશે જગમગતી=નબી તારી નીશાન.
૧૦૩૩.

નેકી અને બદી તણો=તારો અનમુલ પાઠ,
જગ બધીને શીખવશે=મુક્તિ કેરો માગ.
૧૦૩૪.

પાક પવિત્ર બંદગી=અવસ્તા કેરી મુદામ,
ગુંજશે, ગરજશે સર્વદા=વિશ્વને દરમ્યાન.
૧૦૩૫.

પુજ્ય પયગમ્બર અતી=વિશ્વે તારી આન,
નબીઓનો નબી તું=મનાયો એક શાન.
૧૦૩૬.

'રૂસી' યાચે કરગરી=બક્ષ અમને અમાન,
દીનના રહેણર ભલા=જરથોસ્ત સ્પિતમાન.
૧૦૩૭.



# સર જમશેદજી જીજીભાઈ.

(પહેલા બારોનેટ.)

જમશેદજી જીજીભાઈ તું=પારસી હાતમતાઇ,
રૂડી સખાવત બહુ તુંજ=વિશ્વમાં વખણાઈ.
૧૦૩૮.

જાત અને પરજાતમાં=નામ તુજ પંકાય,
સખાવતનો શાહ તું=આલમમાં અંકાય.
૧૦૩૯.

કરણ તુલ્ય દાનવીર=દયાનો દાતાર,
ખલક ને વળી ફલકમાં=વખણાય તારા કાર.
૧૦૪૦.

સ્ત્રી કેળવણી રૂડીનું=તેં કર્યું મંડાણ,
કોમી નારી આજ સૌ=ગાયે તારાં ગાન.
૧૦૪૧.

કેળવણી કાજ આપ્યા=રૂપ્યા લાખો લાખ,
સર જે. જે. ઇન્સ્ટીટયુટ=આજે બી છે શાખ.
૧૦૪૨.

ગુણવંતી ગુજરાતમાં=ગામ અને શહેરોશહેર,
વાવ કુવાઓ ખોદીને=તેં કીધી લીલાલહેર.
૧૦૪૩.

ધર્મશાળાઓ વળી=કોમ સેવા કાજ,
બાંધી ગામોગામ તે=કોમ તણા સર તાજ.
૧૦૪૪.

બાટલીવાલા હોસપીટલ=કીર્તિ તારી નેક,
ગગન ગામી જેવી ખરી=આજે બી છે એક.
૧૦૪૫.

દુવા દીલથી લાખ દીએ=દરદી જાત પરજાત,
દુઃખીના દુઃખો ટાળવા=એ પુન્ય નેક જાત.
૧૦૪૬.

મદ્રેશા ને મકતબો=આ અને તે ગામ,
રંક હમદીનો કાજ સૌ=બાંધી તેં નેકનામ.
૧૦૪૭.

પારસી તારૂં નામ છે=સખાવત બીજું ખાસ,
જમશેદજી તેં બોલાવ્યું=પ્રથમ કરી પ્રયાસ.
૧૦૪૮.

ધન કોમના તું વીરા=કોહીનુર હીરા સમ,
લાખ જન્મે ગર બીજા=પણ તુજથી સૌ કમ.
૧૦૪૯.

ધન્ય તારા બાપને=ધન્ય તારી માત,
કોમ દીપક સરજ્યો=સુપુત્ર એવો ખાસ.
૧૦૫૦.

જમશેદજી જીજીભાઇનું=પ્યારૂં પનોતું નામ,
જીવતું જાગતું ચમકશે=કયામત તક મુદામ.
૧૦૫૧.

'રૂસી' ઇચ્છે એટલું=પાક પ્રભુની પાસ,
જમશેદજી અમ નેકને=ખુદા રાખ તું શાદ.
૧૦૫૨.



# સર દીનશાહ પીટીટ

## (પહેલા બેરોનેટ.)

પીટીટ પ્યારૂં નામ છે=પારસી કોમમાં નેક,
કોમ તો શું પરકોમમાં=વખણાય જેનો ટેક.
૧૦૫૩.

દીનશાહ માણેકજી પીટીટ=પહેલા બેરોનેટ,
ધન છે તારી માતને=ધન છે તુંજને નેક.
૧૦૫૪.

તેં જમાવ્યું જગતમાં=નામ મહા બળવાન,
નામી નર રત્ન ખરો=હમદીનોમાં મહાન.
૧૦૫૫.

સહાસ બીજું નામ છે-પીટીટ તારૂં ખાસ,
હુન્નર ઉદયોગના ધણી=વેપારના વિશવાશ.
૧૦૫૬.

લક્ષ્મી દેવીના લાડકા-કોમના ભાગ્યવંત,
ખાનદાને અમીર તુંજ=બેટા બેટી સંગ.
૧૦૫૭.

એકથી અનેક છે=સખી સોદાગર નેક,
પીટીટ કુટુંબમાં પુરા=ભાગ્યશાળી છેક.
૧૦૫૮.

બેરોનેટ અવ્વલ પછી=**બીજા બેરોનેટ,**
**બમનજી પીટીટ** જુવો=કોમ રક્ષક નેક.
૧૦૫૯.

**જેહાંગીરજી પીટીટ બી**=અકાબર નીદાન,
અસીલ, ગુણવંત અને=કોમ તણા પાસબાન.
૧૦૬૦.

**હુમાબાઈ પીટીટનું**=નામ રહેશે મુદામ,
સુય ફરશે જ્યાં તક=પૃથ્વી પાસ તમામ.
૧૦૬૧.

**જાઇજી, હીરાબાઇ બી**=કોમ તણા શૃંગાર,
ઘર ઘર નારી એવી જન્મજો=નેક પારસી નાર.
૧૦૬૨.

પલાય પારસી પોરીઆ=ઓરફનેજમાં ખાસ,
પોરીઓ પારસી વળી=ભરે પીટીટનો શ્વાસ.
૧૦૬૩.

ધન પારસી કોમને-ધન **પીટીટ** ખાનદાન,
મગરૂર આજ સર્વ છે=તારે નામ નીશાન.
૧૦૬૪.

ઈઝઝત તારી છે બદા=કીર્તિ આગેવાન,
**પીટીટ** નર ને નાર છે=કોમના નીગેહબાન.
૧૦૬૫.

**પીટીટ** પ્યારૂં નામ છે=પારસી ઘરમાં કુલ,
**'રૂસી'** ચાહે દીલથી=વધો એના વંશ મુલ.
૧૦૬૬.



# સર કાવસજી જેહાંગીર.

## (પહેલા બેરોનેટ.)

સર કાવસજી જેહાંગીર=રૂડું જેનું નામ,
મશહુર કોમ પરકોમમાં=વળી ગામેગામ.
૧૦૬૭.

સખાવતનો શેર તે=દયાનો દાતાર.
રંકોનો રક્ષક ગુણી=શુરો તે સરદાર.
૧૦૬૮.

કેળવણીને કારણે=કરી સખાવત ખાસ,
મુંબઇ અને પરગામમાં=રૂડા એના કયાસ.
૧૦૬૯.

લાખો લાખથી વાત છે=સખાવતનો સુલતાન,
હૈયે કોમ ઉભરાય છે=અજબ તેના ગુણગાન.
૧૦૭૦.

દવાખાના પ્રસિધ્ધ છે=આંખની ઈસ્પીતાલ,
ઈન્સ્ટીટયુટ સ્કુલો વળી=ભાતભાતની ભાલ.
૧૦૭૧.

વડ તેવાં ટેટા સદા=ખાનદાને અમીર,
એક પછી એક જુવો=કાવસજી જેહાંગીર.
૧૦૭૨.

સર કાવસજી જુનીયર='કાલી' લાડકો નેક,
મીનીસ્ટર મુંબઈ તણો=બધે રાખ્યો ટેક.
૧૦૭૩.

કોરપોરેશન, કાઉનસીલ=મીલોના મંડળ,
બધે પંકાયો લાડકો=બતાવ્યું બુધ્ધીબળ.
૧૦૭૪.

કોમનો ખેરખાહ વળી=બાપ જેવો મહાન,
સર કાવસજી બેરોનેટ=સર કાવસજી નાન.
૧૦૭૫.

બેપસીબાઇ વળી જુવો=કોમની લાડકી બાઈ,
શ્રીમંત પંડે છતા=રંક કાજ જાય તણાઇ.
૧૦૭૬.

બહેન દયાની તે ખરી=માતાનો અવતાર,
લેડી ધનબાઈબી જુઓ વખણાય બેસુમાર.
૧૦૭૭.

ગવરનર મહેલથી માંડીને=ગરીબની ઝુપડી તક.
માનવંતી મહેમાન એ=એવો એનો વગ.
૧૦૭૮.

ધન ધન કોમ મારીના=મળ્યાં એવા મહાન.
પુત્રો પુત્રી પાકયાં=રેડીમની ખાનદાન.
૧૦૭૯.

'રૂસી' ઈચ્છે માનથી=જગ દાતાની પાસ,
આબાદ તન, મન અને=ધનથી રહેજો ખાસ.
૧૦૮૦.



# શેઠ કાવસજી દીનશાહ.

શું નાના મોટા કહો=હમદીન મુજ હમજાત,
**એડનવાલા** નામથી=ખુશી છે [1]સાક્ષાત.
૧૦૮૧.

કોમ કેરી મગરૂરી=કોમ કેરૂ નાક,
**એડનવાલા** કુટુંબ=એડનનું વિખ્યાત.
૧૦૮૨.

**કાવસજી દીનશાહ** ભલા=સ્થાપક નેક મહાન,
અશોઈમાં જીવી ખરે=અશોઇમાં ખોયો પ્રાણ.
૧૦૮૩.

શાહ સોદાગર હિન્દના=વિશ્વે બધી વિખ્યાત,
એડન, આફ્રીકા મહી=પંકાયા સુજાત.
૧૦૮૪.

વેપાર ખેડતાં લાખોનો=રાખી દયાનત સાફ,
મનશાની મુજબ ભલી=આવી બર મુરાદ.
૧૦૮૫.

૧—ચોક્કસ.

અકાબર એ કોમનો=દીન દયાળુ નેક,
"કોમ મ્હારી" સદા કહી=રક્ષા કરતો છેક.
૧૦૮૬.

પળાયા બહુ પારસીઓ=પેઢીને દરમ્યાન,
સુખી સંતોષી બધા=ગાએ ગુણ ને ગાન.
૧૦૮૭.

નર એવા એ નેકના=પુત્રો બી છે નેક,
સર હોરમસજી જીવતા=જીવજો નામવર નેક.
૧૦૮૮.

સદગુણોની ખાન છે=કોમના પાલનહાર,
દુઃખીઆઓના રહેબર ખરા=દયાના દાતાર.
૧૦૮૯.

કેકોબાદ બીજા વળી=સપુત ભલા ગુણવાન,
હમવતનોના હમદર્દી=દયા કેરી ખાન.
૧૦૯૦.

ખાનદાની ખમીર છે=આમેજ સૌમાં આજ,
પરિવાર એ બંનેમં=કરેછ સૌ નેક કાજ.
૧૦૯૧.

કીર્તિની નોક કોમના=ભલા એ સરીઆમ,
મગરૂરીમાં મહાલે છે=કોમના સર નીદાન.
૧૦૯૨.

જીવો હોરમસજી બહુ=જીવો કેકોબાદ,
પરિવાર બી એમનો=રહો જગમાં શાદ.
૧૦૯૩.

'રૂસી' બોલબાલા છે=કોમ પર કોમ માહય,
એડનવાલા કુટુંબની=હૈયું દેખી હરખાય.
૧૦૯૪.



# દાદાભાઈ નવરોજજી

હિન્દ મૈયાના દાસ બહુ=થયા જ્ઞાની ગુણવાન,
દાદાભાઈ અવ્વલ કહું=સૌમાં તેઓ મહાન.
૧૦૯૫.

દાદા નામ મુજબ ખરા=ભારત કેરાં નેક,
અલેખ જગાવી દેશની=જઈ વટીક પરદેશ.
૧૦૯૬.

કાળા દાદાએ જઈ=જીતી પાર્લામેન્ટ,
નામ દીપાવી દેશનું=જામી ગયો એક સેન્ટ.[૧]
૧૦૯૭.

દેશ ખાતર વેઠ કરી=જઈ લડયો વેલાત,
સવાર્થ ત્યાગી સદાબરો=ધન એના માત તાત.
૧૦૯૮.

હિન્દ હિરો એ ખરો=કોહીનુર સમ અનમૂળ,
પંકાયો ત્રીસ કરોડમાં=જીતી સૈનાં મૂળ.
૧૦૯૯.

૧—મહાત્મા

પ્રોફેસર પ્રથમ થઈ=બાદ બન્યો દીવાન,
વેપારી એ બાદ બની=પંકાયો નર મહાન.
૧૧૦૦.

દીપક નવરોજી તણો=લડયો દેશને કાજ,
દશા બુરી જોઈ દેશની=લાગી એને લાજ.
૧૧૦૧.

ઉદ્ધાર કરવા હિન્દનો=પડયો વીરો બહાર,
ધંધો ધાપો સૌ તજી=બન્યો એ સરદાર.
૧૧૦૨.

અક્કલ એની અજબ હતી=ઉદયોગ વળી અપાર,
ચાલાકી ચંચલ હતી=શુરો બેહીસાબ.
૧૧૦૩.

ગેરઇન્સાફ સરકારનો=કર્યો જગ જાહેર,
ત્રાસ, જુલ્મ, દમનનીતિ=કરી સૌને માહેર.
૧૧૦૪.

વિચારી વદતો સદા=દાદા બોલ દરેક,
મહાભારત તકરારમાં=રાખતો ખુબ વિવેક.
૧૧૦૫.

ગાફેલ બન્યા ભલભલા=સીવીલીયન બળવાન,
દાદા દલીલ જોઈને=ખોહયું સૌએ ભાન.
૧૧૦૬.

દાદા બોલ્યા પ્રેમથી=ધરી દેશની દાઝ,
દુન્યા જીતવી હોય તો=તમ મેળવો સ્વરાજ.
૧૧૦૭.

સ્વરાજ સ્વરાજ સૌ કરે=બોલી મોટો બોલ,
નાનાથી મોટો ખરે=દેશ દાદાનો કોલ.
૧૧૦૮.

દાદા પગલે ચાલીને=હિન્દ મેળવ સ્વરાજ,
દાદા કેરી યાદથી=ફળજો તુજ મુરાદ.
૧૧૦૯.

દાદા જેવા નેકને=ભાગ્યવંત ગુણવાન,
અશો અમરગી મેળવે=પામી માન અને પાન.
૧૦૧૦.

સુણી દાદા નામને=હરખે હિન્દુસ્તાન,
રૂષી મુનીથી વધે=હતો એવો નર મહાન.
૧૧૧૧.

નેકીનું તે નુર હતો=અશોઈનો અવતાર,
રંકનો બેલી ખરો=અનાથનો આધાર.
૧૧૧૨.

મિત્ર શત્રુથી સદા=પામ્યો દાદા માન,
કર્યું તેવું પામ્યો=નામીચું સનમાન.
૧૧૧૩.

'રૂસી' ઇચ્છે એટલું=ગાઈ દાદાના ગાન,
ઘર ઘર દાદા અવતરી=ગજવે હિન્દુસ્તાન.
૧૧૧૪.



# સર ફીરોઝશાહ મહેતા.

ભારત મારી ભુમીનો=તાજ વગરનો રાજ,
કુલ દીપક **મહેતા** તણો=**ફીરોઝશાહ** સરફરાજ.
૧૧૧૫.

દાદા **દાદાભાઈ** કેરો=**ફીરોઝ** જમણો હાથ,
**વાચ્છાની** ત્રગડી મળી=જીતવા હિન્દ સવરાજ.
૧૧૧૬.

ધન ધન એવી કોમને=ધન ધન એવી જાત,
ધન વળી હોજો બહુ=એ ત્રણેની માત.
૧૧૧૭.

સિંહ સમો શુરો અને=વાઘ જેવો વિકાળ,
**ફીરોઝશાહ મહેતા** હતો=ગજબ એક કમાલ.
૧૧૧૮.

હિન્દી બારીસ્ટર અવ્વલ=કાયદાશાસ્ત્રી મહાન,
ભલભલા લરજી રહયા=એવો એકકો જાણ.
૧૧૧૯.

ગજાવી કોરટો બહુ=દેશની ઠામે ઠામ,
લડયો જીત્યો કેસ કંઈ=બીકટ એ બળવાન.
૧૧૨૦.

ડીબેટર ભારી અતી=કરતો સૌને મહાત,
કાબેલ્યત અજબ હતી=લેતો સૌમાં ભાગ.
૧૧૨૧.

કોરપોરેશનનો પીતા=ફીરોઝશાહ ગુણવાન,
મુંબઈ સારૂં ગર્વથી=ગાય તેના ગુણગાન.
૧૧૨૨.

સેનેટ યુનીવરસીટી તણી=ધ્રુજી રહેતી ખાસ,
સુર્ય પ્રકાશીત હતો=કેળવણીનો ખાસ.
૧૧૨૩.

કાઉન્સીલ જુનીનો હીરો=પુજ્ય વડો બળવાન,
ગવરનરથી માંડીને=ધુજતાં સૌ એકસાન.
૧૧૨૪.

પહેલો હિન્દી ગર્વથી=ગણતો નીજને ખાસ
પછી પારસી માનતો=એવો એનો કયાસ.
૧૧૨૫.

ચાલાકી ચંચલ અતી=વિદ્યા કેરી ખાણુ,
વીરો, ધીરો, શુરો વળી=મહેતા મુલ્યવાન.
૧૧૨૬.

શુક્ર બહુ કીરતાર તુજ=દીધો ફીરોઝ એક,
કીર્તિ જમાવી જગતમાં=કોમની મ્હારી નેક.
૧૧૨૭.

આમ ને સરકારમાં=પામ્યો માન એકસાન,
કોમ અને પરકોમમાં=ગણાયો પારસી મહાન.
૧૧૨૮.

'રૂસી' માગે કરગરી=આજના ભારત કાજ,
તાજ વગરનો રાજ ફરી=મેળવવા સ્વરાજ.
૧૧૨૯.



# શેઠ જમશેદજી તાતા.

**જમશેદજી તાતા** હતા=પહેલાં હિન્દીવાન,
હુન્નર ઉદ્યોગના ધણી=જ્ઞાની ને ગુણવાન.
૧૧૩૦.

કાપડ મીલો સ્થાપીને=શરૂ કર્યો ખુદ સાહસ,
બાદ નવા હુન્નર વિષે=નજર કરી ચોપાસ.
૧૧૩૧.

હાઈડ્રો ઇલેકટ્રીકના પીતા=હતા **જમશેદ** મહાન,
પાણી માંહેથી મેળવી=વિજળીનું બળ મહાન.
૧૧૩૨.

મીલો ચાલે આજની=વિજળી બળથી સર્વ,
વરાળ નામ નાબુદ થયું=એ **તાતા** કેરો ગર્વ.
૧૧૩૩.

લોખંડના ઉદ્યોગ કાજ=જીપલાવ્યું તે બાદ,
ધન્ય તને **જમશેદજી**=ધન્ય તારી જાત.
૧૧૩૪.

જમશેદપુર, તાતા નગર=સઉ છે તારી શાખ,
કારખાના લોખંડ તણા=આજ સર્વે આબાદ.
૧૧૩૫.

દીપાવી તુજ કોમને=દીપાવ્યું તુજ નામ,
તાતા, તાતા, આજ કરે=સૌ કોઈ ઠામેઠામ.
૧૧૩૬.

શાહુ સોદાગર હિન્દના=બારીક બુદ્ધિવાન,
કળ સાચી સ્વરાજની=પકડી તેં બળવાન.
૧૧૩૭.

લક્ષાધીશ બન્યો બળી=દઈ લાખોને રોજગાર.
કરી આબાદી દેશની=તું પામ્યો જય જયકાર.
૧૧૩૮.

લાખો કાઢી આપ્યા=રૂપ્યા સાહસો કાજ,
કેળવણીને કાજ વળી=જરા ન રાખી ખાંચ.
૧૧૩૯.

રીસર્ચ ઈન્સ્ટીટયુટ=બેંગલોરમાં જે ખાસ,
કેળવણી લઈ કંઈ દીએ=દુવા તને અમાપ,
૧૧૪૦.

સપુત તારા નામીઓ=રતન અને દોરાબ,
ચાલ્યા પગલે ખંતથી=તારા થઈને શાદ.
૧૧૪૧

ભારત સારૂં દે દુવા=નામ પર તારા ખુશ,
મા જણ્યો તે તું ખરો=ઓ સપુત અદભુત.
૧૧૪૨.

ગરીબ હિન્દને તારીયું=ઉંચે ચઢાવી શાખ,
આલમમાં ચોગમ બધી=હિન્દની રાખી લાજ.
૧૧૪૩.

**'રૂસી'** માગે કરગરી=દાદારજીને બાર,
દે **જમશેદજી** હિન્દને વધુ કરવા ઉધ્ધાર.
૧૧૪૪.



# બાઈજી જરબાઈ ન. વાડીયા.

રૂડી સખાવત જે કરે=મુકે અમ્મર નામ,
જીવતાં સ્વર્ગ ભોગવી=મેળવે મીનોઈ મુકામ.
૧૧૪૫.

રૂડી સખાવત બહુ ભલી=જગમાં આવે સાથ,
કર ને જો નો તું ઘણી=દીલમાં ગોખી રાખ.
૧૧૪૬.

રૂડી સખાવત નેક વળી=કરે જગમાં આશકાર,
જરબાઈ વાડીયા નેક અતી=વખણાયાં ઠારેઠાર.
૧૧૪૭.

કોમની માતા તે ખરી=દયાલુ દાતાર,
ખાનદાની ખમીર ખરૂં=દીપાવ્યું હદ બહાર.
૧૪૪૮.

કોમ ઉપકારી અતી=જરબાઈ તારી આજ,
સખી નારી નેક ભલી=રાખે દીલમાં દાઝ.
૧૧૪૯.

જર તારૂં નામ રૂડું=જશવંતું બી ખુબ,
જરની માલામાલથી=દીપાવી તુજ કુખ.
૧૧૫૦.

સખાવત તારી જોઇને=કરે કોમ કુલ વાહ,
કોમ શું પરકોમ બી=પુકારે વાહ્‌વાહ.
૧૧૫૧.

જગત બધી આ જોઇને=કરે આફ્રીન લાખ,
સીતારા ગગન તણા=પુરે તેવીજ શાખ.
૧૧૫૨.

જરબાઈ ચૉલ પરેલની=બીજો રૂસ્તમ બાગ,
ત્રીજા જર બાગબી=સખાવત કેરી શાખ.
૧૧૫૩.

ઘર વીના તવળતાં=હમદીનો અનેક,
પડયા થર ત્યાં જઈ=રૂડી તારી ભેટ.
૧૧૫૪.

રંક સારૂ છાંયડો=કર્યો સારો તેં,
અમ્મર તારૂં નામ છે=ભલે સદીઓ વહે.
૧૧૫૫.

જરબાઈ વાડીયા વહાલથી=કરશે હયાં સૌ યાદ,
નરનાર તુજ કોમના=આશીષ સાથે શાદ.
૧૧૫૬.

ખાનદાન ખમીરે અમીર=દીલનો દીલાવર,
અસીલ તુજ પુત્ર જુવો–સખાવતે બહાદર.
૧૧૫૭.

જુગના જુગો વીતતાં=રહેશે નામ મુદામ,
જરબાઈ વાડીયા–નેશનું=ખુરશેદનું નીદાન.
૧૧૫૮.

'રૂસી' ચાહે પ્રેમથી=પાક પરવર પાસ,
માતા માહરી કોમની=રહે મીનોઈમાં શાદ.
૧૧૫૯.



# શેઠ બહેરામજી મલબારી.

સ્ત્રી સંસાર સુધારવા=રંક ભારતને ઠામ,
ઇશે હિન્દને આપ્યો=મલબારી બહેરામ.
૧૧૬૦

અવદશા દેખી બુરી-નારી કેરી કુળ,
દાઝીઓ બહેરામ દીલથી=બન્યો માયાકુળ.
૧૧૬૧.

સ્ત્રી કેળવણી વધારવા=કર્યા તનતોડ પ્રયાસ,
"પ્રથમ માતાને જ્ઞાન દો"=હતો બહેરામનો કયાસ.[1]
૧૧૬૨.

સેવાસદન સ્થાપ્યું=કરવા રૂડી પહેલ,
યાદી રહી તેની જગે=મલબારીનો મહેલ.
૧૧૬૩.

રૂડાં આશીશ નારીનો=ભારતની છે સાવ,
મલબારી સપુતને=હતા નેક તુજ ભાવ.
૧૧૬૪.

૧–વિચાર.

વિધવા કેરા દુઃખનો=આણ્યો તેં નીકાલ,
ધન્ય જરથોસ્તી તને=ધન્ય સદા કાળ.
૧૧૬૫.

આમ ને સરકારમાં=માનીતો તું ખાસ,
રંકનો રક્ષક શુરો=જીત્યો સૌ વિશ્વાસ.
૧૧૬૬.

જરનાલીસ્ટ જંગી વળી=કવિ કીર્તિવાન,
કલમ હતી શમસીર સમ=વાચા બી બળવાન.
૧૧૬૭.

દયા દાઝથી દાઝીને=કર્યાં કંઇક લખાણ,
આલમ સારી તે તણી=આજ કરે વખાણ.
૧૧૬૮.

બહી બુરો બીકટ બહુ=દરદ મનાયું ખાસ,
નીવારવા તે બુરૂં=તેં કર્યા બહુ પ્રયાસ.
૧૧૬૯.

સીમલા, ધર્મપોરની=સેનીટોરીયમ મહાન,
આજ ખડી છે ગવથી=તુજ કાર્યની નીશાન.
૧૧૭૦.

ધન્ય વદે સૌ મુખથી=ભારતની કુલ માત,
તેં કર્યું ન કોઈ કરે=ધન્ય તારી જાત.
૧૧૭૧.

ગુજરાતી ગરવા ભલા=પારસીઓમાં મહાન,
હિન્દીઓનાં તું તુરા=પામ્યો અનુપમ માન.
૧૧૭૨.

કાર્યો તારાં રૂડાંની=ગવાય કીર્તિ આજ,
ધન્ય તારી માતને-રાખી હીન્દની લાજ.
૧૧૭૩

**‘રૂસી’** યાચે ઇશથી=કર જોડીને સાચ,
**મલબારી** સમ અવતરો=પુત્ર હિન્દમાં લાખ.
૧૧૭૪.



# શેઠ જેહાંગીર મરઝબાન.

જરનાલીસ્ટ જંગી ખરે=જેહાંગીર મરઝબાન,
રક્ષક રંકોનો વળી=શુરો હિંમતવાન.
૧૧૭૫.

સરદાર સાહિત્ય કેરો=જંગી "જામે" રાજ,
પારસી પાયોનીયર તણો=શેરદીલ સરતાજ.
૧૧૭૬.

કલમકશ નામી અતી=કથાકાર બળવાન,
નાના મોટા રીજતાં=હજારો વાંચક જાણ.
૧૧૭૭.

ટુચકા, સ્કેચ, વાર્તા=મર્મ ભર્મથી પુર,
રમુજ કટાક્ષથી ભરી=સદા રહેતી ચકચુર.
૧૧૭૮.

"ગપસપ" જન્મી ગાજ્યું=એવા એના લેખ,
કાબેલ્યત કમાલ અતી=જા. બે. મ. ની નેક.
૧૧૭૯.

જાદું ભર્યું કલમમાં=વશીકરણ સમ કોઇ,
લખતા લેખક બહુ જોયા=ન એના જેવો કોઇ.
૧૧૮૦.

મુસાફરી કે વાર્તા=લીડર યા બનાવ,
લખતો એવું શૈલીથી=જાગતા મનમાં ભાવ.
૧૧૮૧.

જામે અર્પી કોમને=બન્યો લેખક મહાન,
દીન ધર્મને કારણુ=લાખો ખેંચી હાન.
૧૧૮૨.

પ્યારી પારસી કોમ કાજ=ખમ્યાં બહુ નુકશાન,
સ્વાર્થને બી તુચ્છ ગણી=બની રહ્યો કુરબાન.
૧૧૮૩.

કોમ બેલ્લી થઇ રહી=ઉઠાવ્યાં સંકટ લાખ,
પાળક રંકોનો ધણી=જગ બધી છે શાખ.
૧૧૮૪.

ગરીબ સ્ત્રીઓ કોમની=મેળવતી વસ્ત્ર અન્ન,
દુવા દઇ લાખ તને=ઓ! કોમના તું ધન.
૧૧૮૫.

સેવા અર્પી કોમને=પામ્યો વળતું માન,
સેવા પરની જે કરે=પામે સદા સનમાન.
૧૧૮૬.

સંકટ સમય કોમ સદા=જોતી તુજ આધાર,
ફોકટ જતી નહી નીગાહ=કોમ કેરા સરદાર.
૧૧૮૭.

જમાને જન્મ આપજે=ભવની ભાગવા ભૂખ,
**જેહાંગીર** જેવા નર રત્ન=મુજ કોમમાં અદભુત,
૧૧૮૮.

**'રૂસી'** માગે હેતથી=દાદાર પાસ મુરાદ,
રૂહ એ નરના નેકને=રાખ મીનોઇમાં શાદ.
૧૧૮૯.



# ખુદા હાફેજ !

વાંચક "રૂસી વાણી" ના=ભલા ને ગુણવાન,
અંતમાં એટલું ઇચ્છું=વિરમતાં નીદાન.
૧૧૯૦.

નથી કવિ હું ફાંકડો=રસીક ગુણી કોઈ,
કાવ્ય દેવીનો દાસ છું=અલ્પ પ્રમાણમાં કોઇ.
૧૧૯૧

કાવ્ય કળાનો ભક્ત છું=કવિઓ કેરો દાસ,
તર્ક વિતર્ક મુજ મન ત= ખ્યા છે આ ખાસ.
૧૧૯૨.

ભલી ભુંડી ભૂલો બી= નેક હશે મુદામ,
ઉદાર દીલથી યાચજો= તેને તમામ.
૧૧૯૩.

પીંગલ પાઠ પઢયો નથી=પૂરેપૂરા કાંઈ,
નથી માગતો હું વળી=કવિ કો'ની સરસાઈ.
૧૧૯૪.

ફરજ મારી અદા કરી=જાણુશ સૌ નીરધાર,
મેળવશે ગર સાર રૂડે—કોઈ નર યા નાર.
૧૧૯૫.

શીખો રૂડી શીખશે=લેશે સબક નેક,
પઢતાં "રૂસી વાણી" ને—પામશો કંઈ વિવેક.
૧૧૯૬.

ફરી મળીશું આપણે=નવાં રૂપની માહ્ય,
ચંદરોઝમાં ફરી=ઈશ્વરની જો સાહ્ય.
૧૧૯૭.

સલામ, વ્હાલાં વાંચકો=હેત ભરી સલામ,
સ્વીકારજો મુજ તણી=છેવટને દરમ્યાન.
૧૧૯૮.

રઝક રોજીથી વધો=સુખી રહો સંસાર,
આબાદી જુવો તમે=તન મન ધન નીસાર.
૧૧૯૯.

**'રૂસી'** ના કલામ તો=ખુદા હાફેઝ વેલ,
સુખી સુખીઆરા રહો—સંપીને સુમેલ.
૧૨૦૦.

**સમાપ્ત.**